# वल्लभ नीति.

## છંદ, છપ્પા, કુંડળિયા, કવિત.

બનાવનાર.

વ્યાસ. વલ્લભરામ સુરજરામ

છપાવી પ્રસિદ્ધ કરનાર.

શા. મનસુખરામ મગનલાલ.

આવૃત્તિ બીજી—પ્રત ૧૨૦૦



અમદાવાદ

"ચંદ્રોદય" પ્રિન્ટીંગ પ્રેસ.

સંવત. ૧૯૪૫ સને ૧૮૮૯

કિંમત. રૂ. ૦—૮—૦

# પ્રસ્તાવના.

આ પુસ્તકમાં છંદ, છપા, કુંડળીયા, કવિત વિગરે છે. તેથી સંસારરૂઢી સમજવાનુ અથવા વરતવાનુ યોગ્ય જ્ઞાન પ્રાપ્ત થશે. તથા જગતમાં યસ મળી છેવટ મોક્ષ પ્રાપ્ત થશે કારણ કે આ પુસ્તકમાં નીતી સબંધી તથા મનને આનંદ ઉપજે તેવી બીનાનુ વીવેચન કરવામાં આવ્યું છે. વળી આ ચોપડીનો માહીતગાર માણસ કોઇનો ગાંજયો જશે નહી તેમ કોઇના એરામાં આવશે નહી. કેમકે વેદમાં જે ચાર પુરૂષાર્થો કહ્યાં છે. તે ચારે પુરૂષાર્થોની નીતીએ વરતવાની બધી બીના છે. ૧) પુરૂષાર્થો. જીગનાસા ૨) નીતી. ૩) દયા. ૪) પ્રાક્રમ. આ ચારે પુરૂષાર્થોના અર્થ. ૧] જીગનાશા એટલે સર્વે રીતી જાણવી જુઓ સર્વે રીતી જાણીએતો ચોરીની તથા જાર કર્મની પણ જાણવી જોઇએ, એમ અનીતી થાય છે માટે ૨) પુરૂષાર્થ નીતી કહી છે એટલે નીતીમાં રહીને જે રીત ગણાય તે જાણવી એમ ૨) પુરૂષાર્થની નીતી રાખીએ તો કોઇ માણુસ વગર ગુનેગાર ફાંશી ચઢતો હોય ત્યાં નીતી રાખીને જુઠુ બોલીયે નહી તો તે બીન ગુને મરે છે તેને છોડાવા પેરવી કરી નહી તો તેણે દયા રાખી ગણાય નહી માટે ત્યાં ૩) પુરૂષાર્થ દયા રાખવી જુઓ ૩) પુરૂષાર્થ દયા રાખીએ તો ચોર ઘરમાં ચોરી કરવા આવ્યા હોય, તે વેળા એમ જાણીએ કે બુમ પાડીશુ તો આ ચોર કેદમાં જશે

એવી દયા લાવીએ તો તે તમામ મિલકત લેઈ જાય ને આ પણે ભીખ માગતા થઈએ માટે ત્યાં ૪) પુર્શારથ પ્રાક્રમ કહ્યું છે તે ૪) પુરૂષાર્થ પ્રાક્રમ એટલે ચોર તથા હરકોઇ અનીતીનો ભરેલો પુરૂષ તેને પ્રાક્રમ બતાવવુ એટલે તેની નબળી ટેવ ભુલાવી દેવી તેનુ પાપ વેદ સાસ્રમાં લખતા નથી, એવાં ચાર પ્રકારના પુરૂશાર્થ ની સ્થીતી આ ચોપડીમાં છે વળી સામા માણસનાબોલવા ઉપરથી તથા તેના આચરણ ઉપરથી આ માણસ કેવી નીતાનું છે તે સ્પષ્ટ જણાઇ આવશે એવી ઘણી ઉપયોગી બાબતોનો આ લઘુ ગ્રંથનો સરવે વિવેકીઓયે લાભ લેવો જરૂર છે.



## આ પુસ્તક મળવાની જગો.

અમદાવાદમાં રાયપર પખાલીની પોળમાં વ્યાસ વલ્લભરામ શુરજરામને ઘેરથી, તથા માણેકચોકમાં બુકસેલર મનસુખ મગનલાલની પાશેથી મળશે. દશ ચોપડી મંગાવનારનેદસ્તુર મુજબ એક ચોપડી વધુ મોકલવામાં આવશે નાટપેટ કાગળ લીવામાં આવશે નહી તથા ઉધારે આપવામાં આવશે નહી.

# अनुक्रमाणिका.


| અંક | | પૃષ્ઠ. |
|---|---|---|
| | વિનંતી વિશે. | |
| ૧ | સમરી સારદા માત, .... ... .... | ૧ |
| ૨ | ગુણી દેશ ગુજરાત. ... .... ... | ૧ |
| | માબાપોને સમજણ. | |
| ૩ | પુત્રીઓને લાડ .... .... .... | ૧ |
| ૪ | નારી સાસરવાસ ... .... ... | ૨ |
| ૫ | ધીક જનેતા જેહ ... .... | ૨ |
| ૬ | સાસરવાસથી નાર. .... ... | ૨ |
| ૭ | કાં પુત્રી કે પુત્ર. ... .... .... | ૩ |
| | સ્ત્રીના ચરીત્ર વિશે. | |
| ૮ | રાંડ રડી કરે વાત .... ... | ૩ |
| ૯ | કરે ચ્હાય તે નાર ... .... | ૩ |
| ૧૦ | મુમત પકડે નાર. ... .... | ૪ |
| ૧૧ | રહે ન રોકી નાર ... ... | ૪ |
| ૧૨ | નારી તાણે લાજ ... .... | ૪ |
| ૧૩ | જુઠા બોલી નાર ... .... | ૫ |
| ૧૪ | લાજ વગરની નાર ... ... | ૬ |
| ૧૫ | ચતુરાનુ ચરિત્ર ... ... | ૫ |
| ૧૬ | મરોને નબળી જાત. ... .... | ૬ |
| ૧૭ | નાથ ઉપર કો હાથ ... ... | ૬ |
| ૧૮ | કામની સેવે કંથ. .... .... | ૬ |
| ૧૯ | કંથ હોય કદરૂપ ... ... | ૭ |

૨૦ સંખણુ સાસુ હોય. .... ... ૭
૨૧ વહુ કરે વિરોધ .... ... ૭
૨૨ નારી ચલવે ચલણ .... .... ૮
૨૩ ચાલે નારનું ચલણ ૮
૨૪ વામાને વશ થાય. .... .... ૮
૨૫ વશ બનવાથી લોક ... ... ૯
૨૬ મારે માને નાર .... ... ૯

પુરૂષોને શીખ.

૨૭ અબળાને દે દુખ ... ... ૯
૨૮ વધ થઇ વરે નાર .... ... ૧૦
૨૯ વળે ન નારનું અંગ ... .... ૧૦
૩૦ નારી નહી સુકાય ... ... ૧૦
૩૧ નર ન બને બળવાન .... .... ૧૧
૩૨ સાસરવાસે લ્હાય. ... ... ૧૧
૩૩ જેઠ ધણી માબાપ ... ... ૧૧
૩૪ પુરૂષને માબાપ ... .... ૧૨
૩૫ જનની જાયા ભ્રાત ... .... ૧૨
૩૬ હોયે મુરખ ભ્રાત ... .... ૧૨
૩૭ જે ઉર આવ્યું પાપ .... ... ૧૩
૩૮ જે ઘરમાં નહીં સંપ ... .... ૧૩
૩૯ જે ઘર ઝાઝો ક્લેશ .... .... ૧૩
૪૦ સંપ હોય જે ઘેર ... ... ૧૪
૪૧ લડે બેટડો બાપ ... .... ૧૪
૪૨ ઉનુ નીર અપાર ... ... ૧૪
૪૩ ડાપણુમાંથી હાથ ... ... ૧૫

શેઠો વિશે.

૪૪ મરો નાતનો શેઠ ... .... ૧૫

| | | | | |
|---|---|---|---|---|
| ૪૫ | શેઠ નાતનો જેહ | .... | .... | ૧૫ |
| ૪૬ | કોણ જાણવો શેઠ | .... | ... | ૧૬ |
| ૪૭ | નાત તણો જે શેઠ | .... | ... | ૧૬ |
| ૪૮ | માજન કેરો શેઠ | ... | .... | ૧૬ |
| ૪૯ | મ્હેલા કરો શેઠ | ... | .... | ૧૭ |
| ૫૦ | શેઠ નગરનો જેહ | .... | ... | ૧૭ |
| ૫૧ | ઉપર છપા ચાર | .... | .... | ૧૭ |


હીમત વિશે.


| | | | | |
|---|---|---|---|---|
| ૫૨ | જેને હૈયે હામ | .... | ... | ૧૮ |
| ૫૩ | હામ ખરૂ હથીયાર | .... | .... | ૧૮ |
| ૫૪ | હીમતછે તે મરદ | .... | .... | ૧૮ |
| ૫૫ | જેણે મુકી હામ | .... | .... | ૧૯ |
| ૫૬ | જે જન હાર્યાં હામ. | .... | .... | ૧૯ |


મનુશના મદ વિશે.


| | | | | |
|---|---|---|---|---|
| ૫૭ | જેને બ્હોળો સાથ | ... | .... | ૧૯ |
| ૫૮ | જણવે જાદે જોર | .... | .... | ૨૦ |
| ૫૯ | ગરીબ વઢતાં થાય | .... | .... | ૨૦ |
| ૬૦ | સાંઠ સંગ કલાંઠ | .... | .... | ૨૦ |
| ૬૧ | પડયો જેનો કરપ | .... | .... | ૨૧ |
| ૬૨ | ગરીબનું નહી કોય | .... | ... | ૨૧ |
| ૬૩ | ગ્રહસ્થ બેહેલા હોય | .... | .... | ૨૧ |
| ૬૪ | ગરીબ જનને શેઠ | .... | .... | ૨૨ |
| ૬૫ | વાઘ કરે હુંસાય | .... | .... | ૨૨ |
| ૬૬ | અનેક જનને એક | .... | .... | ૨૩ |


નીચના લક્ષણ વિશે


| | | | | |
|---|---|---|---|---|
| ૬૭ | પરગીર મુકે આળ | .... | .... | ૨૩ |

| | | |
|---|---|---|
| ૬૮ | દેખી પર વૈભોગ .... .... | ૨૩ |
| ૬૯ | જેરી સાંઢે સાંઠ .... .... | ૨૩ |
| ૭૦ | વીમ વીપ્રનુ માન્ય .... .... | ૨૪ |
| ૭૧ | ઠરશે પર નીંદયાય ... ... | ૨૪ |
| ૭૨ | કોણ કરે નીંદયાય .... ... | ૨૪ |
| ૭૩ | નીચ કરે નીંદયાય ... ... | ૨૫ |
| ૭૪ | ચંડાળનુ લક્ષણ ... ... | ૨૫ |
| ૭૫ | જાત પ્રમાણે વાત ... ... | ૨૫ |
| ૭૬ | જેની જેવી વાત ... ... | ૨૬ |
| ૭૭ | ખોદે ખોદાણી ખુબ ... ... | ૨૬ |
| ૭૮ | કહ્યો દુષ્ટને દુષ્ટ ... ... | ૨૬ |
| ૭૯ | બહુ બોલે જે બોસ ... ... | ૨૭ |
| ૮૦ | જીભમાં ઝાઝુ ઝેર ... ... | ૨૭ |
| ૮૧ | હાંશીમાં વિરોધ ... ... | ૨૭ |
| ૮૨ | મશકરીની ટેવ ... ... | ૨૮ |
| ૮૩ | જદે ઉછળતું વેણ .... .... | ૨૮ |
| ૮૪ | વગર વિચારયુ વેણ .... .... | ૨૮ |
| ૮૫ | લાડલડાવ્યું બાળ .... .... | ૨૯ |
| ૮૬ | કરી પુત્રની પક્ષ .... ... | ૨૯ |
| ૮૭ | બળો રાંડની કુખ .... .... | ૨૯ |
| ૮૮ | મરજો પુત કપુત .... .... | ૩૦ |
| | અતી સર્વે વરજીત વિશે. | |
| ૮૯ | જદ કરશો જોર .... .... | ૩૦ |
| ૯૦ | બહુ દોડે થકાય ... .... | ૩૦ |
| ૯૧ | ખડખડ કાઢે દાંત .... .... | ૩૧ |
| ૯૨ | તાત સુતને શીખ .... .... | ૩૧ |
| ૯૩ | મુરખ દયો જ્ઞાન ... ... | ૩૧ |

| | | |
|---|---|---|
| ૯૪ | નહિ નફટને લાજ ... .... | ૩૨ |
| ૯૫ | જેણે મુકી લાજ ... .... | ૩૨ |
| ૯૬ | ખરૂ કહ્યામાં ખાર ... ... | ૩૨ |
| ૯૭ | સાચા જનને શોક ... ... | ૩૩ |
| ૯૮ | સૌ મન ડાહ્યુ થાય ... ... | ૩૩ |
| ૯૯ | સમજે સૌ મનુષ ... ... | ૩૩ |
| ૧૦૦ | આપ વખાણે ગુણ .... ... | ૩૪ |
| ૧૦૧ | હુન્નર જેની પાસ ... ... | ૩૪ |
| ૧૦૨ | હુન્નરને જન જેહ ... ... | ૩૪ |
| ૧૦૩ | કાયાનું કમ જોર — ... | ૩૫ |
| ૧૦૪ | શ્રેષ્ઠ થવા જે ચ્હાય .... .... | ૩૫ |
| ૧૦૫ | કરે વડાનો વાદ ... ... | ૩૫ |
| ૧૦૬ | કરે વડાથી વ્હેર .... ... | ૩૬ |

કન્યા વકરો કરવા વિષે.

| | | |
|---|---|---|
| ૧૦૭ | લે દીકરીનો દામ ... ... | ૩૬ |
| ૧૦૮ | દામ લઇ દે ચાથ ... .... | ૩૬ |
| ૧૦૯ | વેઠી વધુએ દુખ .... ... | ૩૭ |
| ૧૧૦ | દં કંન્યાનું દાન ... ... | ૩૭ |

શાંતિ રાખવા વિષે.

| | | |
|---|---|---|
| ૧૧૧ | લોભ થકી લુટાય ... ... | ૩૭ |
| ૧૧૨ | સંતોષી જન જેહ .... ... | ૩૮ |
| ૧૧૩ | મન ધાર્યું જો થાય ... ... | ૩૮ |
| ૧૧૪ | ઝાલ્યુ રહે મન ... ... | ૩૮ |
| ૧૧૫ | લક્ષ્મીવરના લેખ .... ... | ૩૯ |
| ૧૧૬ | હું ક્ત રાવણરાય .... ... | ૩૯ |
| ૧૧૭ | દશા રામને શોસે ... ... | ૩૯ |

દેવા વિષે.


| | | |
|---|---|---|
| ૧૧૮ | દુખી દેવાદાર .... .... | ૪૦ |
| ૧૧૯ | દેવું દારૂણ દુખ ... ... | ૪૦ |


મીઠા માણસ વિશે.


| | | |
|---|---|---|
| ૧૨૦ | મિઠા માણસ સંગ ... .... | ૪૦ |
| ૧૨૧ | મીઠું ન બોલે બોલ ... .... | ૪૧ |
| ૧૨૨ | રહે ચઢેલુ મુખ ... ... | ૪૧ |
| ૧૨૩ | હસ્તુ રહે છે મુખ ... .... | ૪૧ |


અવળી રીત વીસે.


| | | |
|---|---|---|
| ૧૨૪ | દુનીયાના દોરંગ .. .... | ૪૨ |
| ૧૨૬ | ઘુંઘટ તાણે નાર .... .... .... | ૪૨ |
| ૧૨૬ | કાન સાંભળી વાત ... ... ... | ૪૨ |
| ૧૨૭ | જેને જેપર પ્રેમ ... ... ... | ૪૩ |


ન્યાયાધીશ વિશે


| | | |
|---|---|---|
| ૧૨૮ | મરોને અમલદાર .... .... | ૪૩ |
| ૧૨૯ | બે જણને વિરોધ ... ... | ૪૩ |
| ૧૩૦ | જોઇ બેનો વિચાર .... .... | ૪૪ |


કામી જન વિશે.


| | | |
|---|---|---|
| ૧૩૧ | કામી નર કે નાર ... .... | ૪૪ |
| ૧૩૨ | કામાતુર નર જેહ ... ... | ૪૪ |


માનવીના મળવા વિશે.


| | | |
|---|---|---|
| ૧૩૩ | માન્ય વિનાં પર ઘેર .... ... | ૪૫ |
| ૧૩૪ | જે ઠામે નહી ભાવ ... ... | ૪૫ |


જીવોના દેહ વિશે


| | | |
|---|---|---|
| ૧૩૫ | વૈદ કરે વૈદક ... ... | ૪૫ |

૧૩૬ કદી ન મુકે કાળ ... ... ૪૬
૧૩૭ સગા ભ્રાત કે તાત ... .... ૪૬

પાપીની પ્રીત વિશે

૧૩૮ પાપી બાંધે પ્રીત ... ... ૪૬
૧૩૯ કરે પ્રાણુની પ્રીત ... .... ૪૭
૧૪૦ સોમણુ બાંધો સ્નેહ ... ... ૪૭

વ્યસન વિશે

૧૪૧ વ્યસનને વશ જેહ .... ... ૪૭
૧૪૨ જે નર નીશાખોર ... .... ૪૮
૧૪૩ કરીએ કર્મ જેહ .... ... ૪૮
૧૪૪ સાખે સઘળુ સુખ ... ... ૪૮
૧૪૫ સાખ ટળી મળે લાખ ... ... ૪૯
૧૪૬ નાગુ નાચે નીચ ... ... ૪૯
૧૪૭ એક કરે કુડ કામ ... ... ૪૯
૧૪૮ જે શીખેલો પાગ ... ... ૫૦
૧૪૯ ગરજીને નહી ગત્ય ... ... ૫૦
૧૫૦ મળતુ વેવીશાળ ... ... ૫૦
૧૫૧ કોઇ કરે શુભ કામ ... ... ૫૧

રૂપ જોબન વિશે

૧૫૨ જેને જાદે રૂપ ... ... ૫૧
૧૫૩ હોય જોબનનો મદ ... ... ૫૧

સમો વરતવા વીશે.

૧૫૪ સમો ભણે જન જેહ ... ... ૫૨

સ્વભાવ વિશે.

૧૫૫ જેને જીભનો સ્વાદ ... ... ૫૨

૧૫૬ મધુપાન પીનાર ... ... ૫૨

પરચુરણ વિશયો.

૧૫૭ ઉચને વ્હાલો ધર્મ ... ... ૫૩
૧૫૮ જારી જનને જાર ... ... ૫૩
૧૫૯ મળે ગરીબને ગરથ ... ... ૫૩
૧૬૦ કોને ધન હંકાર ... ... ૫૪
૧૬૧ ઘટે દળદરથિ દામ ... ... ૫૪
૧૬૨ માગવુ વીપ લોક ... ... ૫૪
૧૬૩ નીચ સંગથી નીચ ... ... ૫૫
૧૬૪ સર્પસુદરી ચોર ... ... ૫૫
૧૬૫ નીર વીના સરીત ... ... ૫૫
૧૬૬ પરધનને પરનાર ... ... ૫૬
૧૬૭ નમે ન નીચી જાત ... ... ૫૬
૧૬૮ ટળો અનરથી રાજ ... ... ૫૬
૧૬૯ જુઠાનુ છે પાપ ... ... ૫૭
૧૭૦ સાંભળ જીવડા શીખ ... ... ૫૭
૧૭૧ સત્યકાજ સતી સુત ... ... ૫૭
૧૭૨ ટેક કાજ કુંસરાય ... ... ૫૮

શામસ્યાના છપા.

૧૭૩ ચારનાર છે જોડ ... ... ૫૮
૧૭૪ ચારનારનો સાથ ... ... ૫૮
૧૭૫ નારી પર નર એક ... ... ૫૯
૧૭૬ સોળ સસ્ર સત આઠ ... ... ૫૯
૧૭૭ વંઢળ જાતી એક ... ... ૫૯
૧૭૮ ત્રણ જણાની જોડ ... ... ૬૦
૧૭૯ બોલનારૂં છે મુખ ... ... ૬૦

૧૮૦ બે નરો છે સ્ત્રેત ... ...૬૦
૧૮૧ એક આગળા રસાળ ... ...૬૧
૧૮૨ એક નર ઉત્તમ નામ ... ....૬૧
૧૮૩ છાક છકેલુ છેક ... ... ....૬૧
૧૮૪ ખટ ચરણો છે ગોળ .... ...૬૨
૧૮૫ રાયકવાળ રવાળ ... ... ....૬૨
૧૮૬ ગહુંચાણુને મોચાણુ... ... ...૬૨
૧૮૭ રાવતાણુને ભીસ્તાણુ ... ...૬૩
૧૮૮ પારસાણુને ગોસણુ ... ...૬૩
૧૮૯ અષ્ટ સ્વાદ જગમાંય .... ....૬૩

## નામના અવગુણ વિષે.

૧૯૦ ધરયું રવોદત નામ .... ...૬૪
૧૯૧ મગન ધરાવ્યું નામ ... ...૬૪
૧૯૨ કપટી હોય અપાર ... ...૬૪
૧૯૩ ગાંડાભઈ ધરી નામ ... ....૬૫
૧૯૪ હોય ધનબાઇ નામ .... ...૬૫
૧૯૫ રૂપાળીબાઈ નામ ... ...૬૫
૧૯૬ નામ હોય સરસ્વની ... ...૬૬
૧૯૭ ચંદાગવરી હોય.... .... ....૬૬

## વચન ભ્રષ્ટ વિષે.

૧૯૮ વચન ભ્રષ્ટ જન જેહ ... ....૬૬
૧૯૯ કળિયુગમાં વિશ્વાસ .... ....૬૭
૨૦૦ વિશ્વાસઘાતી લોક ... ...૬૭
૨૦૧ વિશ્વાસઘાતી જેહ ... ...૬૭
૨૦૨ વણવિસ્વાસે કામ .... ...૬૮
૨૦૩ વિશ્વાસે વહેવાર... ... ..૬૮

## દીનતા રાખવા વિષે.


૨૦૪ દે મુરખજન ગળ ... ...૬૮
૨૦૫ નમતાને સહુ વિશ્વ ... ...૬૯


## કંજુસાઇ વિષે


૨૦૬ વીત વાવરે જેહ... .... ....૬૯
૨૦૭ જેની ગાંઠે ગર્થ... .... ...૬૯
૨૦૮ ખરચે જે જન જેમ .... ...૭૦


## ધર્મ ધારા.


૨૦૯ કરતા ધરમનું કામ ... ...૭૦
૨૧૦ ધમશાળા ધરી નામ ... ...૭૦
૨૧૧ પુન્યવાન લવાર ... ...૭૧
૨૧૨ આપે આપી પુન્ય .... ...૭૧
૨૧૩ ઢીલગંદા દાતાર ... ..૭૧
૨૧૪ અપજશીયા દાતાર ... ...૭૨
૨૧૫ બાળ સુંભનું દ્રવ્ય ... ...૭૨
૨૧૬ દસાંશ હરીનો ભાગ ... ..૭૨
૨૧૭ કાંતો આપસે પુત ... ..૭૩
૨૧૮ જનમી માને પેટ .... ..૭૩
૨૧૯ પસુ પક્ષીનો દેહ ... ...૭૩
૨૨૦ કાંકયો ન રહે ભાણ .... ..૭૪


## બ્રાહ્મણ વિષે.


૨૨૧ ભીખને માથે ભ્રષ્ટ .... ...૭૪
૨૨૨ વિપ્ર તણો સુત જેહ ... ..૭૪


## વઇષ્ણવ વિષે.


૨૨૩ ધરી વૈષ્ણવી વેષ ... ..૭૫

૨૨૪ વિપ્ર વિભ્રુરૂપ ... ...૭૫
૨૨૫ સોનાને જ્યાં પાક ... ...૭૫
૨૨૬ વિના વિપ્રકો જાત ... ...૭૬

## ઢોંગી વિષે.

૨૨૭ જ્ઞાનવિણુ ગાણું ગાય .... ...૭૬
૨૨૮ મુરખને દે માન ... ...૭૬
૨૨૯ દુરીજનનો દેશ ... ...૭૭

## હરિભજનમાં ભંગ પાડવા વિષે.

૨૩૦ હરી નામમાં ભંગ ... ...૭૭
૨૩૧ વાંનાનું જ્યાં વંદ ... ...૭૭

## કુંડળિયા.

૧ ટકા તેરા નાહી હે ... ...૭૮
૨ પેસા પેસા કયા કરે .... ...૭૮
૩ તેરે સીરપર મ્હોત હે .... ...૭૮
૪ કાયા કચ્ચા કુંભ હે .... ...૭૯
૫ ચમડી કયું ચુથાવના ... ...૭૯
૬ મેરા મેરા કયા કરે ... ...૭૯
૭ જુઠો માયા જાન કે ... ...૮૦
૮ અંતર ઉલટ હોત હે .... ...૮૦
૯ મચ્છી ન્હાતી નીર મે ... ...૮૦
૧૦ કથા સુનત રાગ કાનસે ... ...૮૧
૧૧ ગ્નાન ધ્યાનકે દાનમે .... ...૮૧
૧૨ ધકા ખાતા કાયકુ ... ...૮૧
૧૩ ખત્તા ખાયા ઢુંડકે ... ...૮૨
૧૪ સચ્ચા હીરા છોડકે ... ...૮૧
૧૫ કોની પાસુ કોસુ નાહીં ... ...૮૨

૧૬ ખુરા લગતા લંડકું. .... ....૮૩
૧૭ કપટે કરતા કાયકું. .... ....૮૩
૧૮ ગદ્ધાકુ ગ્નાની મીલા. .... ....૮૩
૧૯ પક્કા ગુનાહે પાનકા. .... ....૮૪
૨૦ સોપારાં જગમેં ખડો, .... ....૮૪
૨૧ તીનલોક બ્રંમાંડમેં. .... ....૮૪
૨૨ કહત જગતકે લોક.... ... ....૮૫
૨૩ પટી બનાદો પાનકો .... ....૮૫
૨૪ ખડીહે જગમેં નારીયાં .... ....૮૫
૨૫ ખુબી ખુદાકો ખુબહે .... ....૮૬

## દેશી ભાષાના કુંડળીયા.

૨૬ પાઇ ન પામે કો કદી.... .... ....૮૬
૨૭ પ્હેલો થાતુ પુન્યમાં .... .... ....૮૬
૨૮ પાત્ર જોઇ જર દીજીએ .... ....૮૭
૨૯ પયરા છે પીંગળ તણો ... ....૮૭
૩૦ કઈક કવિ કવિતા કરે .... ....૮૭
૩૧ સાબાશી ના દીજીએ .... ....૮૮
૩૨ વાણીથી પ્રાણી સહુ .... ....૮૮
૩૩ છપા કીધા સઉ મળી .... ....૮૮

## મનહર છંદો.

૧ પરાયુ તો માગી માગી ... ....૮૯
૨ ચોટલીયો ચોળી હોળી .... ....૮૯
૩ પ્હેરે પગ પાની લગી .... ....૮૯
૪ આંખ ખુબ ખેંચાવવા .... ...૯૦
૫ નીચુ ન્યાળી પુંઠ ભાળી.... ....૯૦
૬ ભામની ભણાવવાથી .... ....૯૦

૭ વણ ભણી ભામનીને .... ....૯૧
૮ ભણાવજો ભાવ થકી .... ....૯૧
૯ ન્હાની ઉમરનો નારી .... ....૯૧
૧૦ અસનાઈ બાળકની .... ...૯૨
૧૧ મન મધરૂખી વાન .... ....૯૨
૧૨ જગ તણા પ્રાણી તણી .... ....૯૨
૧૩ કરતા જનનુ નામ .... ...૯૩
૧૪ કાવ્ય કવિ કોઈ કોઈ .... ....૯૩
૧૫ મેર મુવા વીંછુડા તે .... ....૯૩
૧૬ ઇશિકની વારતામાં .... ....૯૪
૧૭ કરમ ચંડાળ કાંહુ .... ...૯૪
૧૮ કરી ઠાલી ઠાંસ ઠાંસ .... ....૯૪
૧૯ હરી કથા જ્ઞાન બોધ .... ....૯૫
૨૦ પુન્ય કે પરોપકાર .... ....૯૫
૨૧ ભક્તપણું જગતમાં .... ....૯૫
૨૨ કઈક અંતી છોરા રાખી.... ....૯૬
૨૩ ઠાલે હાથે ગંગા સ્નાન... ...૯૬
૨૪ ચારૂ બેદ શાસ્ત્ર ખટ .... ....૯૬

## કવિત.

૧ ઢોર લાત મારશો .... ....૯૭
૨ છોટાસા બાલકુ ... ....૯૭
૩ બકરા બકતહે .... ....૯૭
૪ પેટકા કપુત સુત .... ....૯૮
૫ પુન્ય કર દાન કર .... ....૯૮

## છંદ કવિત.

૬ ઘણું જોર આવે કયરપીને ...૯૯

૭ ઘણું જોર આવે સુથારોને.... ....૯૯
૮ ઘણું જોર આવે બાળ નિશાળ. ....૯૯


ઇંદ્રવિજય


૧ રામ સુધામ કે ઠામ ગયો જણ ....૯૯
૨ સ્વાન કહેત સુનો તુમ રામજી ....૧૦૦
૩ હડકવા વાળુ સ્વાન વસ્તીમાંહી ....૧૦૦
૪ વિશ્વમાં વધ્યોછે વ્યાસ તણો વંશ.....૧૦૦
૫ કોઇ ગુણી વ્યાસનુ ગ્નાન જોઈ જોઇ..૧૦૧
૬ તાત તણા મુજ ભ્રાત તણા ઘણા ...૧૦૧
૭ કૈક કુમતી ભરેલા છે શીશ તે ...૧૦૧




છપો.

ભાખ્યો છે બહુ બોધ, શોધ કીધો સંસારી;
વર્તે કહેલી શીખ, બીક મુકી નરનારી;
કદી ન લાગે દોસ, રોશ ઇશ્વર નવ આણે;
પુસારથની રીત, વદીછે વેદ પુરાણે;
પુસ્તક આખુ વાંચીને, ગુણ ગ્રહણ કરજો સહુ;
વ્યાસ વલ્લભ વદ શાસ્ત્રથી, સ્રષ્ટની નીતી કહુ.



# वल्लभनीति.

## વિનંતી વિશે છપા.

### છપો ૧.

સમરિં સારદા માત, વાત વંદુ વેહેવારી;
કવિઓને પરણામ, માફ કરજો ભુલ મ્હારી.
છે વિદ્યાની ખોટ, જોડવાને મન મ્હારૂં;
કબુલ કરજે સર્વ, ગર્વ રૂદે નવ ધારૂં.
કીંકર હું જ કવિયો તણો, ગ્નાનીનો ગુલામછું;
થોડું કહ્યું ઘણું માનજો, બ્રાહ્મણ વલભરામછું.

### છપો ૨.

ગુણી દેશ ગુજરાત, જાત બ્રાહ્મણની મ્હારી;
અમદાવાદ મુકામ, શહેરની શોભા સારી.
રાયપુર જીલ્લા માંય, પખાલિની પોળ મધ્યે;
કથા કહુ પુરાણ, રજુ છું રૂડો હ્રદયે.
ત્રવાડી મેવાડો વીપ્ર છું, શેવક અક્ષર ધામનો;
વ્યાસ વલ્લભ નિજ નામ છે, સુતજ સુરજરામનો.

## આ છાપોને સમજણ.

### છપો ૩.

પુત્રીયોને લાડ, લડાવે પીતા જેનો;

બીક પડયો અવતાર, બગાડે મનખો તેનો.
શીખે જીભનો સ્વાદ, નાદમાં જાદે ફુટે;
કબુદ્ધોની થાય, જાય તે વાંકી વ.ટે.
છાકે છકે છેક છોકરી, ધારયું કરશે આપનું;
વલ્લભ કહે છે નામ તે, બોળે બેટી બાપનુ.

છપો ૪.

નારો સાસરવાસ, શોભતી સહિયો સારી;
વઢી વસે પીહેર, જાણવી વાંભીઆરી.
હોય દુખ કે સુખ, સાસરૂ તોપણ સારૂ;
સાસરીયાનું મેણુ, સહે ખાટુ ને ખારૂ.
તેતો સપુતની છોકરી, ખરો ભેદ પરમાણવો;
વલ્લભ કહે ઘેર રાખશે, તે વાર ચંઢળ જાણવો.

છપો ૫.

ધીક જનેતા જેહ, દીકરી વ્હાલી જાણે;
સાસરીઅેથી ગાત, પીહરે પુત્રી આણે.
કરે જમૈશું જુદ્ધ, બુધ વિના નાક ખાઈ;
સંખાણ રારખી તેહ, બગાડયું ખાલી ખાઈ.
કાહાડે રળવા મા ટી, નીચ પક્તીમાં ઉતરી;
કેહે વલ્લભ માણસ નહીં, કોહો કરક્ષા કુતરી.

છપો ૬.

સાસરવાસથિ નઠ, પાંયરે પૈસો આણે;
તે ચહિને માબાપ દીકરી વ્હાલી જાણે;
કરે ઘણાં વિખાણ, દીકરી તું બહુ સારી;

હાપણુ વાળી બાળ, ભાગતી ભીડ અમારી
એટલે છળ કરે છે.ફરી, સાસરેથી પિયર ભરે;
વ્યાસ કે સાસરે ન મળે તો છવટ લુચ્ચે કરે

### છપ્પો ૭

ઠાં પુત્રી કે પુત્ર, ચીજ પરઘરની લાવે;
માત તાત કરિ ક્રોધ, ધાક દૈને ધમકાવે;
પાકી પુછાપુછ, કરીને ત્રાસ પમાડે;
દરરાત્રિ બહુ બોક, સીખથી કુમત કાડે;
સુધરે સુધારયુ છોકરૂં, બાળ ન સુધરે આપથી;
કહે વલ્લભ કે બાળકો, બગડે છે માબાપથી.

## સ્રીના ચરીત્ર વીશે.

### છપ્પો ૮

રાંડ રડિ કરે વાત, પ્રપંચે પાકી પુરી;
ગરીબ ગાત્ર ગણાય, હરામી નહી અધુરી.
નિરમળ બોલે બોલ, જુઠને ઠરવે સાચુ;
માને મુરખ કોય, હોય બુદ્ધિનુ કાચુ;
અમલક્ષી અબળા ઘણી, કામની કૃત કરોટછે;
કહે વલ્લભ પક્ષજ કરે, તે લુચ્ચો લપોડ છે.

### છપ્પો ૯.

કરે ચાહ્ય તે નાર, પ્હાડ પરવત પણ પાડે;
આભગ્રે અવનિમાય, અવનિ આકાશ ઉડાડે;
કરે જ્ઞાનિને મુઢ મુઢને જ્ઞાનિ બનાવે;

નોર ભોભનાં નેવ; નેવનાં ભોભ ચડાવે;
વણ વાતની વારતા કરે, ગપ ઘણેરી ગોઠવે;
વલ્લભ કહે વનીતા સહુ, અણ દીઠું પણ ઓઠવે;

## છપો ૧૦.

મુમત પકડે નાર, પાર પાડે પાખડે;
ડોલાવે સંસાર, નાર ના ડોલે પંડે;
જેમ રામનું બાણ વાણ વામાની એવી;
કરતાં કુડુ કરમ, શરમ રાખે નાહી તેવી;
મન ધારયુ કરે માન્યની, ભુપથકી પણ નવ ડરે.
વલ્લભ કહે રહે વશ નહી, બ્રહ્માદીક મથી મરે;

## છપો ૧૧.

રહે ન રોકી નાર, ભાર હજાર મણ મુકો;
સીખો સઘળાં ચેન, નેનની ચોટ ન ચુકો.
લાલચ આપો કાંક, વાંક જુઓ ન લગારે;
તોપણ ન ભોળવાય, કરે મનમાં જે ધારે;
ધારયુ કર્યા વણ રહે નહી. રહે રોકિ તે આપશું;
કેહે વ્યાસ મુમત મુકજો, જાયતો સગા બાપશું.

## છપો ૧૨.

નારીતણો લાજ, કાજ તેતો બહુ આવે,
મારવિ પદ્દે આંખ, ભલેરી તેને ફાવે;
નીચુ ન્યાળી જાય, કહે જગ તેને સારી;
પણ તે પાકી હોય, નરોને નાખે મારી;
જે લલના લુરચી નથી, તે ખુલે શીર ચાલતી;

કેહે વલ્લભ લજ્જાળુઓ ઘુંઘટમાં ઘર ઘાલતી.

### છપ્પો ૧૩.

જુઠા બોલી નાર, સ્નેહ તેનો નવ કરીએ;
સોગન ખોટા ખાય; પાય લાગી પરહરીએ;
જો રહીએ વિશ્વાસ, કયાસ કર્યા વણ પડો,
થાય જીવનો નાશ, નઠારો લાગે ધકો;
જુઠું બોલે જે જુવતી, તે તણો છંદ છોડિયે;
કહે વલ્લભ તે નારસું, નેન કદીના ગાડિયે;

### છપ્પો ૧૪

લાજ વગરની નાર, હડત લરતાં નહિ ડરતી;
કુમ બુદ્ધિ કગ જાત, બાહુ મુખ બકવા કરતી;
વદે વધારે વાત, ધણું ડાપણુ દેખાડે;
લાંબા કરીને હાથ, આપ હસીને હસાડે;
વહેર વીના વહેર બાંધતી, ઊંટ ધરે દિલ ટંબાણી;
વલ્લભ કેહે તે સુંદરી, સહુ સમજવી સાંખાણી.

### છપ્પો ૧૫.

ચતુરાનું ચરીત્ર, પવિત્ર જન તે શું જાણે;
કપટ ન શીખ્યો હોય, મોંએ શા પરમાણે;
સેલડિ નજરે ન હોય, જરનો સાંઠો વખાણે;
પરગુણ દીઠા વણ, આપના ગુણ ઉર આણે.
જે જણનારીની વેદના, વંઝા શું પારખી શકે,
કહે વલ્લભ અનુભવ વના, મુરખ માણસ બહુ બકે.

## છપો ૧૬.

મરોને નબળિ નાર, કંથનો અંતજ લેતી;
વદિને અવળાં વેણ દમીને દુખજ દેતી;
કરેજ કોટિ કલેશ, લેશ જંપે નહી જાતે;
સાસરીએ કુસંપ, વઢે બહુ વાંકી વાતે;
ટંટાનો તંત મુકે નહી, વઢિ તે વસ્ય કરવા ધણી;
કેહે વલ્લભ એ સુંદરી, ગરધવણી ગોલાતણી.

---

## છપો ૧૭.

નાથ ઉપર કો હાથ, ઉપાડે અબળા જાતી;
ચુકીને દે ગાળ, જાણવી તે મહા ઘાતી;
તરફોડા પણ આપ કરે, સ્વામીની સાથે;
કોટાણ કોટી પાપ, લાગતું લલના માથે;
પીઉને કનડે કામની, તેના પક્ષ ન તાણવી;
કેહે વલ્લભ તે તારૂણી, કુટીલ કરક્ષા જાણવી.

---

## છપો ૧૮.

કામની સેવે કંથ, પંથ સુધામનો ઝાલે;
પાળે પિઉનું વેણ, સુભ ઘર તેનું ચાલે;
પાપ ટળિ મળે પુન્ય, નુન્ય કાંઇ નવ આણે;
હોય સપુતની સુત, અન્ય જન ઉર ન ભાવે;
પીઉ પરમેશ્વર માનીલે, તેને નર્કજ નાશ છે;
કેહે વલ્લભ તે નારનો, વઇકુંઠ વીશે વાસછે.

---

## છપો ૧૯

કંથ હોય કદરૂપ, રૂપવંતો તે કહેવો;
બ્હેરો બુચો હોય, તોયપણ ઇશ્વર લ્હેવો.
બુદ્ધિવાણ પણ પીઉ, હોય આંખેજ આંધળો;
બોબડો કે બુચટ, પડેલો પગે પાંગળો.
હોય દુખીઓ કે સુખીયો, સેવે સતીની ખાણ છે;
વલ્લભ કહે પીઉ પરહરે, તેજ છમક છીનાળ છે.

---

## છપો ૨૦

સંખણ સાસુ હોય, કોઇ દિવસ નવ જંપે;
કરે વહુથી વ્હેર, સુએ ન સુખે સંપે.
બોલે બકબક બોલ, તોલ તોળાવે આપે;
જુદો જઇ રહે સુત, લટકણી માને પાપે.
વહુનું વગોણું બહુ કરે, છાદ્રો શોધી કહાડતી;
કહે વલ્લભ ધીક સાસુને, છેક છોબલા પાડતી.

---

## છપો ૨૧

વહુ કરે વિરોધ, શુભ સાસુની સાથે;
દે ગાળ મુકે આળ, છેક છેડો લે માથે.
સ્વામીને દે શીખ, ભીખ મંગાવા જેવી;
જુદો કાઢે કંથ, પંથ પીયરનો સેવી;
કહે વલ્લભ નિચ નારીએ, ઠામ સારારે ફોડિયા;
તેણે તેના મા બાપની, બોળી સાતે પેઢિયા.

---

## છપો ૨૨

નારી ચલવે ચલણ, ઘણું પોતાના ઘરમાં;
જાણવી નહી અક્કલ, તેજ નારીના નરમાં.
અણાય નારી તોલ, બોલ તેનો ન થપાયે;
જેવો ઘર ગુલામ, માપ તેવુંજ મપાયે;
ચલવે ચલણ જે નારનું તે શું સ્નેહ ન માંડવો;
કેહે વલ્લભ તે મરદને; જરૂર જાણવો રાંડવો.

---

## છપો ૨૩

ચાલે નારનું ચલણ, તેહને ઘેર ન જાવું;
રાહ્યો તેનો કંથ, હોય પણ મીત્ર ન થાવું;
જમણ તેણે ઘેર, કદી તેની નવ કરવો;
લ્હેણું દેણું વેપાર, તેહ સંગે પરહરવો;
ચલણ જેને ઘેર નારનું તે ઘર ડગ ભરવું નહી;
વલ્લભ કહેછે લોકમાં, લાગે લાંચ્છન કુળ મહી.

---

## છપો ૨૪

વામાને વશ થાય, જાણવો તે મુઢ મેલો;
વામાને વશ થાય, હોય ડાહ્યો પણ ઘેલો;
વામાને વશ થાય, જાય તેનું ઘર સરવે;
વામાને વશ થાય, ખાય ખત્ત તે ગરવે;
વશ વનિતાને થઇ રહે, તેની વાત પુઠળ વહે;
વ્યાસ વદેછે વશ થાય તો; તેને સો ઢબુઓ કહે.

---

## છપો ૨૫.

વશ બનવાથી લોક, કહે કે જાદુ કીધું;
વશ બનવાથી લોક, કહે ચિત ચોરી લીધું;
વશ બનવાથી લોક, કહે કે બનિઓ અંધો;
વશ બનવાથી લોક, કહે નહિ સુજે ધંધો,
વશ બનવા થકી સહુ સગાં મ્હેણાં દઈ દઈને દહે;
વ્યાસ વદે છે વશ થાયતો, માંચાનો માકણ કહે.

## છપો ૨૬.

મારે માને નાર, મારથી તસ્કર ત્રાસે;
મારે માને ઢોર, મારથી ભુતજ નાસે;
મારે માને બાળ, મારથી વ્હેરી ધુજે;
મારે મુકે શ્વાન, મારથી વૃક્ષજ દુજે;
માર તે સહુથી શ્રેષ્ઠતા, માર શુભ પ્રયત્ન છે;
કહે વલ્લભ ખરૂ માનજો, માર ચઉદમું રત્ન છે.



## પુરૂશોને શીખ.

## છપો ૨૭.

અબળાને દે દુઃખ, મુખ તે જનનું બાળો;
વગર વાંકનો વાંક, કહી ત્હોડે ચંડાળો;
મુઢન કરે પોસાણ, દુષાણ લાગે છે અંગે;
ભાવથકી લે લ્હાવ, પરાઈ સુંદરી સંગે;
ઘરની રાંડ રડીને મરે, આપ લાલ થૈ જાયછે;
કહે વલભ તે જીવડો, ખર નર ખત્તા ખાયછે.

## છપ્પો ૨૮.

વદ્ધ થઇ વરે નાર, ભાર લાગે તે જનનો;
લાંછન લાગે હર્રો, પછી પુરો પડે મનનો;
નારી ખોળે નામ, ઠામ ઠામેજ ફરીને;
ખોળે પ્હેડી સાત, વાત વભીચાર કરાને;
વ્હેલી વહુ થાય વીધવા, તો મન ઝાલ્યું રે નહી;
કહે વલભ વંચ નાથને, નાખે તે નરકજ મહી.

---

## છપ્પો ૨૯.

વળે ન નારનું અંગ, ફરે છુટી ઘેર ઘેરે;
વળે ન નારનું અંગ, વસ્ત્ર વિધવિધનાં પ્હેરે;
વળે ન નારનું અંગ, દ્રવ્યનો ઢગલો આલે;
વળે ન નારનું અંગ ઘરેણાં ઘણાક ઘાલે;
વળે ન અંગ ખોરાકીએ, દઇને માગ્યુ મુખથી.
કહે વલભ અંગ સુધરે, પરણ્યા પિઉના મુખથી;

---

## છપ્પો ૩૦.

નારી નહિ સુકાય, પીએ પાણી બે દાડે;
નારી નહિ સુકાય ફરે તે વાન ઉઘાડે;
નારી નહિ સુકાય, મરમનાં મેહેણાં મારે;
નારી નહિ સુકાય, જોર જુલમ ગુજારે;
સુકાય ન મારે સુંદરી, ન સુકાય અન ભુખથી;
કહે વલભ સુકાઇ જશે, નારી નરના દુખથી.

---

## છપો ૩૧.

નર ન બને બળવાન, કહેલાં દુધજ પીધે;
નર ન બને બળવાન, વૈદ વસાણાં કીધે;
નર ન બને બળવાન, અથના ઘેબર દીધે;
નર ન બને બળવાન, બાપની પુંજી લીધે;
નાવે બળકો પુરૂષમાં, ઘર ગોરી દીલ દારની;
વ્યાસ વલ્લભ કહે બળ વધે, પુરૂષોનું રોજગારથી.

---

## છપો ૩૨.

સાસર વાસે લહાવ, ભોગવે રાજ્યાસનનો;
પણ એ આની ઓજ, જાણવો તેવા જનનો;
મોસાળ પક્ષે લહાવ, ભોગવે સરવ રૂપૈયો;
પણ તે નારનું માપ, જાણવો પા રૂપઇયો;
બાપ નામે ઓળખાય તે, બાર આની પરમાણવો;
કહે વલ્લભ આપ નામનો, સત્તર આની જાણવો.

---

## છપો ૩૩

જેહ ધણી મા બાપ, ત્યાગ કરીને બેસે;
તજીને ભગની ભ્રાત, જઈ સાસરીએ પેશે;
કરે શાળકીથિ સ્નેહ, દેહ સાસુને અરપે;
સસરો વ્હાલો હેમ, પ્રેમથિ કાળજું ધરપે;
વ્હાલી વહુ બહુ સાળકી, જેમ જનેતા જાયલો;
કહે વલ્લભ તે આદમી, નહિ મરદ સુધ બાયલો.

---

### છપ્પો ૩૪.

પુરૂષને મા બાપ, સરવથી શ્રેષ્ટજ ગણવાં;
હોય બુધ્ધી કબુધ, તોય પણ ભગવત ભણવાં;
પાળે રૂડી પેર, મ્હેર રાખીને મનથી;
માને મુળનો પાડ, લાડ કીધાં તે દનથી;
શુભ સમજીને સેવા કરે. મન વાંચ્છીતજ ફળ મળે;
કહે વ્યાસ અડસટ તીરથની, તે નરને યાત્રા વળે.

---

### છપ્પો ૩૫

જનની જાયા ભ્રાત, લડત કદિએ ના માંડે;
થાય વડો વિરોધ, વળી લાવેલી રાંડે;
હોય કરકશા નાર, પતીને આળ ચડાવે;
સારી ભુંડી વાત, ભરાવીનેજ લડાવે;
પોતે પણ લઢવાને ચડે, ભાંડે ગાળો ભાંડની;
કહે વલ્લભ સત્ય માનજો, રાખજે લડાઈ રાંડની.

---

### છપ્પો ૩૬

હોએ મુરખ ભ્રાત, વાત નારીની માને;
બુદ્ધી વણ જન જેહ, તેહ નાર ધરતા કાને;
વામા કેરૂ વેણ, સાંભળી ઘણુંક ગાજે;
કરે ન મન વિચાર, આપ બંધવને બાજે;
કહ્યું કરીને અબળા તણું ખોદાણી ખોદે ભાઈની;
વલ્લભ કહે છે તેહમાં, જાણવી બુદ્ધિ બાઇની.

---

## છપ્પો ૩૭

જે ઉર આવ્યું પાપ, સંગ તેને ન વશીયે;
હોય સગાં માબાપ, દુર તોહયે પણ ખસીયે;
પરણુત કેરી નાર, જારપર સાથે રમતી;
માંટવુ ન ઘરબાર, મેલવો ભુંટણ ભમતી;
દગા ભરેલ દોસદારને, તજવો જુદો જાતથી;
વ્યાસ કહે સ્નેહ તોડીએ, જનની જાયા ભ્રાતથો.

## છપ્પો ૩૮

જે ઘરમાં નહીં સંપ, જંપ તેને નવ જામે;
ચાલે કુટા કુટ, અતી દુખ દળદર પામે;
થાય ગર્થનો નાસ, હાસ કરી નહી બેસે;
હરખે દુશમન લોક, સોડમાં શત્રુ પેસે;
ઇજત ઘટે ઘણી આપની, છેક ફજેતો થાયછે;
વ્યાસ વલ્લભ કેહે માનજો, ઘરફાટે ઘર જાયછે.

## છપ્પો ૩૯

જે ઘર ઝાઝા કલેશ, લેશ તેને સુખ નાવે;
ફાગણુની પુનમ, સદા ગરમાં સોહાવે;
નાસે વિત વ્હેપાર, નાશ થાતી કુળ વ્રધી;
મનુસ મરકી થાય, જાય સુખ સંપત બધી
કંકાસે જળ ઝોળીતણું નાસે છે પળ ચારમાં;
કેહે વલ્લભ કંકાસને ઘાલોમાં ઘરબારમાં.

### છપો ૪૦

સંપ હોય જે ઘેર, મ્હેર ત્યાંતો ઇશ્વિરની;
વધે વટો વ્હેપાર, પ્રાપતી પામે જરની;
લે સંસારી લ્હાવ, ભાવથી ભોગ ભોગવે;
શત્રુ સીર ન થાય, જગતે જીવ જોગવે;
વંશની મહ્લી બહુ વધે દુઃખ દળીદરનો નાશછે;
કહે વલ્લભ જ્યાં સંપ ત્યાં, પુર્ણ પ્રભુનો વાસછે.

---

### છપો ૪૧

લડે બેટો બાપ, લડે ભાઇ શું ભાઈ;
લડે દીકરો માત, લડે નણંદ ભોજાઈ;
લડેજ જગની જાત, લડે ધણી ધણીઆણી;
લડે ભાભી દીએર, લડે દેરાણી જેઠાણી;
વળી સાસુને વહુ વડે, ત્યાં પર બોલે બોલકા;
વલ્લભ કેહે તે આહતી પરજાપતના ખોલકા;

---

### છપો ૪૨

હુંનું નીર અપાર, કરીને ઘરપર રેડે;
સળગે નહી લગાર, મજુરી ખાલી બેડે,
થાય ઘડીમાં સંપ, ઘડીમાં ટંટો ચાલે;
બાંટે દરિએ ગાળ, ઘડીમાં ઘરનાં મ્હાલે;
લડે વઢે પણ વલ્લભ કહે, સામા શાતરને દહે;
છેવટ સાગા દાબ એકઠા, તરીઓતો તેડે રહે.

---

### છપ્પો ૪૩

ડાપણમાંથી હાથ, ન કાડે ન્હાનું મોટું;
પોતાનું ખરૂ વેણ, અન્યનું માને ખોટું.
એક એકનો વાંક, જુએ પોતાનો ડાંકો;
છીદ્રો શોધે છેક, વદે વડી વાતો વાંકો.
વાડ્ડુ ફોડે તે ઠોકરાં, સાસુ ફોડા ઠોબ કહે;
વલ્લભ કહે કંકારાનું, કારણ ડાહ્યા જન લહે.

---

## શેઠો વિશે.

### છપ્પો ૪૪

મરો નાતનો શેઠ, ઝેર ઝાજુ જે રાખે;
મરો નાતનો શેઠ, રાડુ શીર આળો નાખે.
મરો નાતનો શેઠ, રાંકને હાણી મારે;
મરો નાતનો શેઠ, હરામી હરતું ધારે.
મરોને શેઠ પટેલીયા, સૌને ધુતી ખાયછે;
કહે વલ્લભ તે શેઠનું, જરાજુળથી જાય છે.

---

### છપ્પો ૪૫

શેઠ નાતના જેહ, દેહ તે ચંડાળ સરખો;
જોઇ શાસ્ત્ર પુરાણ, પાપીને પંડિત પરખો;
શત્રુ ન કોનો થાય, થઇ વ્હાલો વેર વાળે;
સ્નેહ કરી દે છેહ, જીવ બાહુ જનના બાળે.
શેઠ પટેલ બની આપથી, પક્ષપાત વિદ્યા ભણ્યો;
કહે વલ્લભ નિંદ માતને, ગદ્ધીએ અધો જણ્યો.

---

## છપ્પો ૪૬

કોણ જાણવો શેઠ, સરવ કરતાં પ્હેલાંનો;
કોણ જાણવો શેઠ, નાત મ્હાજન મ્હેલ્લાનો.
કોણ જાણવો શેઠ, સરવનાથી સુજાતી;
કોણ જાણવો શેઠ, સરવ જનથી મ્હા ધાતી.
કોને નગરશેઠ જાણવો, ગુણ તેના શા જોઇએ;
કહે વલ્લભ સુણો સહુ, સંદેહ સઘળા ખોઇએ.

---

## છપ્પો ૪૭

નાત તણો જે શેઠ, વેઠ તો કરે સરવની;
પાડે સારી સુજ, વાત વદે ન ગરવની.
દઇ નાતને બોધ, કહે કુળ ધર્મજ નરખો;
આપ કરે સુભ ન્યાય, સુત શતરૂનો સરખો.
લાંચ લઇને ઘર ના ભરે, ચસ્ત જોઇ ખુશી રહે;
કોને કલંક મુકે નહીં, તેજ શેઠ વલ્લભ કહે.

---

## છપ્પો ૪૮

માજન કેરો શેઠ, દેઠથી હોય વિચારી;
સુધ્ય જાત સુમત્ય, જોઇએ પરોપકારી.
સુભ કામમાં દામ, કઢાવે સહુ પાસેથી;
જતો બચાવે જીવ, કોક નિચને વાસેથી.
કરતો પોષણ કંગાલનું આપ હરી ઘર ના ભરે;
કહે વલ્લભ માજન તણો, સાચો તે શેઠજ ઠરે.

## છપો ૪૯

મ્હેલા કેરો શેઠ, પેટ મ્હોટું જે રાખે;
સઉથી સાચો સ્નેહ, મુખ ભુંડુ નવ ભાખે.
ભગની ગણે પરનાર, બ્હાર કરવાને ધાએ;
ભાગે ભલાની ભીડ, ચીડ કોપર નવ ખાએ.
સેહેજ દામ ખરચે નહીં, ગરીબનું ઉધરાવીને;
વલ્લભ કહે શેઠ થાપવો, શીર મુગટ બનાવીને.

---

## છપો ૫૦

શેઠ નગરનો જેહ, દેહમાં દયાજ લાવે,
રઇયતને શીર દુખ, ઓવતુ આપ ઉડાવે.
જુએ જગતની પીડ, ભીડ ભાગે ઉપાયે;
કરે રાયશું ન્યાય, નહીંતો સામો થાએ.
સાંભળે સહુની વારતા, પ્રજા બેટા બેટીઓ;
વલ્લભ કહેછે જાણવો, તેજ નગરનો શેઠીઓ.

---

## છપો ૫૧

ઉપર છપા ચાર, કહ્યા તેવું લે વરતી;
મ્હેલાનો એ શેઠ, જાત જાણો માં નરતી.
તેથી અવળી રીત, રાખતા તે મ્હા ધાતી;
ચેઉમો એ ચંડાળ, અતી નબળો નીપાતી.
રાખે ઝેર બહુ આંખમાં, હોદો ચલવે આપનો;
કહે વલ્લભ તે શેઠીયો, હોય હજારો બાપનો.

---

## હીમત વિશે.

---

### છપ્પો ૫૨.

જેને હૈયે હામ, કામ કરતા તે ધાર્યું;
જેને હૈયે હામ, જાય તે જન ના માર્યું.
જેને હૈયે હામ, દામ ગાંઠે તે જાણે;
જેને હૈયે હામ, નામથી ચાલે માણે;
હામ હૈયે બહુ રાખતા, તે સુરો સરદાર છે;
કહે વલ્લભ સહુ જાણજો, હામ બહુ હથિઆર છે.

---

### છપ્પો ૫૩.

હામ બહુ હથિઆર, હામ તો માગ મુકાવે;
હામ બહુ હથિઆર, હામ તો મ્હોત ચુકાવે.
હામ બહુ હથિઆર, હામથી દામ ન ડુલે;
હામ બહુ હથિઆર, હામથી કામ ન ભુલે.
હામજ હથિઆર જાણવું, હામ કદી હારે નહીં
કહે વલ્લભ સહુ જગ વિષે, હીમત સો મરદા સહી.

---

### છપ્પો ૫૪.

હીમત છે તે મરદ, ગરદ હીંમત નવ ખાએ;
હીંમતની કીંમત, કોઈથી નવ્ય કળાયે;
હીંમત પામે રાજ, દાજ હીંમતથી લાજે;
હીંમત પામે જસ, કસ હીંમતમાં ભાળે.
હીંમત હોય જેહને ઘણી, તે જન રણ છોડાવતા;
કહે વલ્લભ હીંમત થકી, હરિશું જીવ જોડાવતા.

---

### છપ્પો ૫૫.

જેણે મુકી હામ, દામ દુલે ભૈ તેના;
જેણે મુકી હામ, કામ ધારે તે સેના;
જેણે મુકી હામ, ઠામ તે જનનો ટુટે,
જેણે મુકી હામ, રામ વિના ચોર લુટે.
હામ હારે જે આદમી, નપુસક નર પરમાણવો;
કહે વલ્લભ તે માનવી, જીવતાં મુઓ જાણવો.

---

### છપ્પો ૫૬

જે જન હાર્યો હામ, નામ તે જનનું બુડયું;
જે જન હાર્યો હામ, ગામ ઘર તેનું ઉડયું.
જે જન હાર્યો હામ, ચામ ચુંથાયું તેનું;
જે જન હાર્યો હામ, શામ થાએ મુખ એનું.
જે જન હીંમત હારીયો, તે જન કારજ ભુલીયો;
કેહે વલ્લભરામ નામ તે, હામ રાહી તે ફુલીયો;

---

## મનુષ્યના મદ વિશે.

### છપ્પો ૫૭

જેને બ્હોળો સાથ, હાથ ઉંચો થૈ ગાજે;
ગણે સરવને તુછ, મુછ મરડીને બાઝે.
જાણવિ જાદે જોર, જયેથી ગુસ્સો બતાવી;
બહુ કરે તોફાન, હૃદયે હુંપદ લાવી.
જબરો જથાદાર સર્વથી, જાણવે જોર વસ્તારનું;
વલ્લભ કેહેછે મુરખા, તાણે જથાદારનું.

---

## છપ્પો ૫૮

જાણુવે જાદે જોર, જથાની જોડયો લીધે;
સમજે મનથી લાભ, સરવથી ટંટો કીધે;
હૈયામાં ઘણી હામ, સગાંના સાથની રાખે;
સ્વાન સરીખો થાય, જ્યહાં ત્યાં લૌચ્યાં નાંખે.
મહા જોર જથાનું કરી, શતરૂને ફુલાવી દે;
કહે વલ્લભ મળે સોંહતો, સરવે ખો ભુલાવી દે.

---

## છપ્પો ૫૯.

ગરીબ વઢતાં થાય, જાય માર્યો તે બહુનો;
ગરીબ વઢતાં થાય, ખાય ખત્તા જન સહુનો;
ગરીબ વઢતાં થાય, દબાવે સરવે એને;
ગરીબ વઢતાં થાય, ધાય વઢવા જગ તેને;
વઢતાં ગરીબ જે થાયછે, તેનાં પાપ પુરાં મળે;
કહે વલ્લભ વઢતાં બીચે, તેનું વેણ પાછુ વળે.

---

## છપ્પો ૬૦.

લાંઠ સંગ કલાંઠ, થાય ત્યારે બર આવે;
ઠગની જોડે ઠગ, થાય તો જીતી લાવે;
ટંટક સામો ડાંડ, થાય ત્યારે ઘર ચાલે;
શાની સામો શાહ, થાયતો ધંધો ફાલે;
નીચ સામુ લઈ હાડકુ, રહો સદા સૌ હામમાં;
સામા સરખા ઉઠોએ, તો તો વસોએ ગામમાં.

---

## છપો ૬૧.

પડયો જેનો ફરપ, નરપ પાગ્રુ તેને ગાંડે;
હાંકે આખુ ગામ, આપ તે એકજ સાંટે;
વ્હેરો જન વસ્ય થાય, જાય રાતરૂ શીરપરથી;
સાંમિ ન બાંધે કહેટ, કોઇ પાડેલા ડરથી;
જેહ જનનો સાખો પડે, તેને સઉ નમતા રહે;
કહે વલ્લભ સમો એજછે, લાઠ થાયતો નવ દહે.

----

## છપો ૬૨.

ગરીબનું નહિ કોય, ખરો હોયે પણ ખોટો;
ગરીબને સઉ ગાળ, દઇને પકડે ચોટો;
ગરીબ બોલે સત્ય, અસત્ય સરવે જગ જાણે;
ગોદા ઘાલે લોક, કોઇ દલ દયા ન આંણે;
ગરીબ તણા બહુ ભોગછે, ડાહયો પણ ઘેલો ગણે:
વ્યાસ વલ્લભ કહે ગરિબને, ભલોજ પણભુંડો ભણે.

---

## છપો ૬૩.

ગ્રહસ્ત ઘેલો હોય, તોય પણ ડાહયો જાણે;
અવળુ વદે વેણ, પક્ષ તો પણ સઉ તાંણે;
કરે વાત અસત્ય, સત્ય સરવે કહે સાચી;
હોયે બુદ્ધી હીણ, ગણે નહી કોબુધ કાચી;
ગ્રહસ્તનું ખોટું ખરૂ પડે, ચાહયતો જુઠુ ભેરવે:
વલ્લભ કહે છે ગ્રહસ્ત તે, દીવસ રાતને ઠેરવે.

---

## છપ્પો ૬૪.

ગરીબ જનનો શેઠ, કદાપી કો નવ થાયે;
ગ્રસ્ત તણા ગુણ ન, થનાને લાગે પાયે;
ગરીબ ગુણી હોય, તોહય પણ પ્રીત ન બાંધે;
ગ્રહસ્થ ઘેલો હોય, તેહની રસોઇ રાંધે;
ગ્રહસ્થ તણા બેલી ઘણા, સ્હાય થવા સાળા સહુ
વલ્લભ કહેછે ગરીબનો, બનેલી કો થાયે નહીં.

---

## છપ્પો ૬૫

વાઘ કરે હંસાય, થાયના કોતે સાંમા;
બકરી જાત ગરીબ, દેખતા નડે નકામા;
ભીરુકપર ભર જોર, કોઇ છતને નવ છેડે;
હોદાના થઇ દાસ, ભાઇ કહિ ભમતા કેડે;
એમ ઉંધા જન અતિ ઘણા, પાપ પેટ ભરનારછે;
કેહે વલ્લભ જગમાં સહુ, આજા ઈદ કરનાર છે.

---

## છપ્પો ૬૬

અનેક જનને એક, નડે તેને તો નડવું;
દયા ન ધરવી લેશ, દુષ્ટની પુઠે પડવું;
દારૂણ દેવો માર, ટેવ ભુલાવી દેવી;
કરવો ઇજત હીણ, ફજેતી જોયા જેવી;
પાપી પુરૂષને પીડવો, સઉને સુખ કરવું સહી;
કેહે વલ્લભ ભુઢાળવો, કદિ પાપ ગણવું નહીં.

---

## [illegible] વિષે.

### છપ્પો ૬૭.

પરશીર મુકે [illegible], [illegible] તે ખાયે જગનીઃ
પંડે તેનું હોય, હે[illegible] નીજ ભગવી;
ચોર ગમે રાઉ ચે[illegible]ના તે શા જાણે;
રાંડ ગમે રાંડે રાંડ, લુચ્ચું લુચ્ચા મન આણે;
જાર જારી સાહુ જાણતાં, તે જન બેલી પાપના;
જુઠું ખાણી વલ્લભ કહે, મુકે તે ગુણ આપના.

---

### છપ્પો ૬૮.

દુખીપર વાઈલોગ, રોગ પામે ઝેરીસો;
દલમાં બહુ દબાય, [illegible] બહેરે બહેરીસો;
શરીર પણ [illegible], ખાયના પેટ ભરીને;
તનથી ટાઢો થાય, કુમળાપરની કરીને;
જેમ સુખ પરનું દેખતો, તેમ તેમ તે દાઝતો;
વલ્લભ કહે ધોક તેહને, લંપટ મન નહી લાજતો.

---

### છપ્પો ૬૯

ઝેરી સાંઢે સાંઢ, સ્વાન શું સ્વાન ન સંપે;
ઝેરી રાંડે રાંડ, જરા જોડે નવ જંપે;
સુથારે સુથાર, કરે વહુ બહેર વાદે;
મંઝારે મંઝાર, ઝેર જંખાવે જાદે;
દીજ દીજ મળે એકઠા, વિષવાણી ત્યાં થાય છે;
વલ્લભ કહે છે જગ વીશે જાત જાતને ખાય છે.

---

## છપો ૭૦

વીપ્ર વીપ્રનૂ માન્ય, ઘડાડે ગ્નાન બતાવી;
પાપે ભરતો પેટ, આંખમાં ઝેરજ લાવી;
કરે શ્રમ નીંદાય લ્હાય લાગે બહુ રૂદે;
કપુત કરમ ચંડાલ, હલાલી થયોજ ઉદે;
બ્રામણ બ્રામણનું ખોદતા, ખેલ કરે ખુબ ખીજનો;
કેહે વલ્લભ તે બ્રામણો, જાણો બાજ બીજનો.

---

## છપો ૭૧

કરશે પર નીંદાય જાય લક્ષમી તે જનની;
ટળે વણજ વ્હેપાર થાય નાસ્તી અન ધનની.
ક્ષય પામે પરિવાર, પાપ અન્ય જનનુ ધોઈ;
રીધ સીધ નવ રીધ, રહે નીંદયામાં ખોઈ;
વળી જગ સહુ ભુંડો કહે, મુર્ખમતી તે મુઢમાં.
કેહે વલ્લભ મુઆ પછી, પડે નરકના કુંડમાં.

---

## છપો ૭૨.

કોણ કરે નીંદાય, કોણ જન કરે અદેખી,
કોણ કરે બહુ ઝેર, કોણ નાખે ઉવેખો;
કોણ કરે જુઠ વાત, કોણપર આળો મુકે;
કોણ કહે મમ જાત, કોણ મુખ ભુંડુ ભૂંકે;
કોણ કરે વાતે ટાપશી, કોણ મુખે મીઠુ વદે;
કોણ કડવું વેણ ભાંખતું, સઉ સોધી લેજ્યો રદે.

## છપો ૭૩.

નીચ કરે નીંદાય, કરે નાગોજ અદેખી;
સગુ કરે બહુ ઝેર, વદે ચંડાળ ઉવેખી.
લુચ્ચું કરે જુઠ વાત, કલંકી આળો મુકે;
કહે અછકલુ જાત, ભ્રષ્ટજન ભુંડું ભુંકે.
લાલચુ પુરતા ટાપશી, હુરામન તે મોઢુ વદે;
વ્હાલુ તે કડવું ભાખતું, વ્યાસ કહે ધરજો રૂદે.

---

## છપો ૭૪

ચાંડાળનું લક્ષણ, કરે સહુની ચેષ્ટાળી;
વદે મુખ મીઠાશ, પછાડે પાડે તાળી.
દર્શાવે બહુ હેત, પેટમાં પાળી મ્હોટી;
કથે મરમની વાત, કુથલી કરવા ખોટી.
વ્હાલો થઇ વેરી બને, બાંનુ બતાવે આળનું;
કહે વલ્લભ પરખી કહયું, આ લક્ષણ ચંડાળનું.

---

## છપો ૭૫.

જોત પ્રમાણે વાત, વેણ મ્હોંડાપર આણે,
તરૂ પરમાણે ફળ, પોયણુ જન પરમાણે.
કરમ પ્રમાણે બુધ્ય, સંગ પરમાણે અસરો;
હુકમ તુલ્યા તાશીર, હોય તેમાં શો કસરો.
દાનત પ્રમાણે બરકત છે, ગુણ પરમાણે નામના;
ગનાન પ્રમાણે ગંભીરતા, નીશ્ચય વલ્લભરામના.

---

### છપો ૭૬.

જેની જેવી જાત, વાત તેવી તે બોલે;
નીચુ નીચી વાણુ, વદીને દલમાં ડોલે.
ભરી ગાલમાં ગાળ, સ્વાન પેરે ખહુ ભસતુ;
દે પર જીવને દુઃખ, મુરખ મનમાંહી હસતુ.
ઊંચ કુળમાં આદમી, પણ મુખ નરતી વાત છે;
વલ્લભ કેહે છે જાણવું નખળુ નીચી જાત છે.

---

### છપો ૭૭.

ખોદે ખોદણી ખુબ, પરાઇ પેટ ભરીને,
મુઢ મનથી મલકાય, કુથલી કુટી કરીને.
કહે અન્યને નેસ્ટ, શેષ્ઠ પોતે થાવાને;
આપ તણા ગુણ ગાય, ધરા ધુતી ખાવાને.
એમ કરે પાપે પોટલો, અતી અરીશ્યા હાડમાં;
કેહે વ્યાસ જે જન એ ંગે, તે જન નરકી ખાડમાં.

---

### છપો ૭૮.

કહો દુષ્ટને દુષ્ટ, તેહમાં ધરમ ન ભાગે;
કહો ચોરને ચોર, પાપ તેમાં નવ લાગે.
હુન્નરિને હોંસિઆર, કહેતાં ભાટ ન થઈએ;
પુન્યવંત દાતાર, કહ્યામાં કીરતિ ન કહિએ.
શાને શાહુકાર ગાઇએ, તે નહી જસ કહ્યા કથી;
નખ'ગાને નબળો બોલતાં, વ્યાસ કહે નીંચા નથી.

---

### છપો ૭૯

બહુ બોલે જે બોલ, તોલ તે તણો જણાશે;
હોય ઘણો ગુણવાન, તો હયે ગંધર્વ ગણાશે;
વાત કરે વ્હેવાર, સરવ જગ જુઠી જાણે;
વૃધપણું ઘણું થાય, તોએ વીશ્વાસ ન આણે;
લોકો લવરી બોરો ગણે, સ્વાલ કરે કદી સુતરો;
વલ્લભ કહે છે બહુ બકે, તેને કેહે સઉ કુતરો.

---

### છપો ૮૦

જીભમાં ઝાઝુ ઝેર, જીભમાં ઝાઝી સાકર;
જીભે થઇએ શેઠ, જીભથી થઇએ ચાકર.
જીભ વધારે વ્હેર, જીભથી સ્નેહજ વાધે;
જીભ છુટે હાથ, જીભ તે ઉંચા બાંધે;
જીભ જીવાડે મોતથી, જીભ જીવેથી મારતી;
વલભ કેહે છે જીભડી રાજ્યાસન પધારતી.

---

### છપો ૮૧.

હાંસીમાં વીરોધ, ક્રોધ હાંસીથી થાયે;
હંસો તોડે હેત, રેત હાંસીમાં ખાયે;
હાંસી વીખનું મુળ, કુળ ડુબે હાંસીમાં.
હાંસી જરનો નાશ, ધરે હાંસી ફાંસીમાં;
હાંસી હાટ હુધમાતનું, હાંસી વાવે ઝાંખરાં;
કેહે વલભ હાંસીથકી, છે ઇજ્જતના કાંકરા.

---

## છપ્પો ૮૨

મસ્કરીની ટેવ, દેવ દુભે છે તેને;
પડે પ્રભુની લાત, સમજ આવે નહિ એને;
પામે અતી અપજસ, પણ મન પાછું ન પાડે;
કપુતનો કુઆર, સહુને ઠઠે ઉરાડે;
જનેતા જેહની છીનકી, પીતા જેનો તસ્કરો;
વલભ કહે સુત તેહનો, નીકળે મુરખ મસ્કરો.

---

## છપ્પો ૮૩.

વદે ઉછળતુ વેણ, કેણ કડવું મુખ ભાખે;
કરી કટાણો ક્રોધ, ખોજ તરછોડી નાખે;
વ્હાલા સંગે વાત, કરે તો પણ તે રીતી;
દુશમન જન દેખાય, એજ પાપીની પ્રોતી,
ઝેર ભરેલ જીભ જેહની, પા ભોગ ઝેરી બોલછે
કેહે વલભ તે આદમી, ભુકણ ખરની તોલ છે.

---

## છપ્પો ૮૪

વગર વિચારયુ વેણ, વદે તે મુખમાં પેસે;
વગર વિચારયું વેણ વદે દુર દશા માટે,
વગર વિચારયું વેણ વદે શીર શતરૂ જાગે;
વગર વિચારયુ વેણ, વદે ભય ભારજ ભાગે;
વગર વિચારયુ વેણ વદે, તે જીવડો પસ્તાય છે.
કેહે વ્યાસ બોલ્યું બને નહીં તો ભસ્યાતુલ્ય થાયછે

---

## છપો ૮૫.

લાડ લડાવ્યું બાળ, ગાળ ભાંડે તે સૌને;
કહે માતને રાંડ, માત બોલે મુખ વહુને;
વદે તાતને સુત, ભાઇને સાળક ભાંખે;
કથે કઠેરાં વેણ, સીખ કોની નવ સાંખે;
મ્હોઢે ચઢાવેલ બાળકો, આબરૂ ટાળે તાતની.
કેહે વલભ તે છોકરૂં, કુખ વગોવે માતની.

---

## છપો ૮૬

કરી પુત્ર પક્ષ, લક્ષ લડવામાં રાખે;
રદયે ચાંપે સુત, અન્યપર દઈવત દાખે;
ભાડે ભૂંડી ગાળ, તેમ તે સુણે સાંમી,
દેખી શીખે બાળ. અસર તે જાયે ઝામી;
માત તાત તણું બોલવું, સ્રવણ કરી ગુણ રહાયછે;
કેહે વલ્લભ તે છોકરૂં, છેવટ વંઠી જાયછે;

---

## છપો ૮૭

બગો રાંડનો કુખ કપુત પુત પ્રસવે પેટે;
હરા જનને દે દઃખ, દૂષ્ટને ભાવે ભેટે;
આર્ગન જાણવે જોર, ઢોર ઘાલે ભંગ પાડે;
અનેક જીવને ફ ળ, પુરણ પાડી નસાડે;
ભગવત નામમાં ભંગ કરે, ધંધો ટીખળ ગાળનો;
કેહે વલભ આ ગુણથી, ગણવો સુત છીનાળનો.

---

## છપો ૮૮

મરજો પુત કપુત, ખાય પરમુખની ગાળો;
મરજો પુત કપુત, થાય જે સઉનો સાંળો.
મરજો પુત કપુત, રંગમાં ભંગ પડાવે;
મરજો પુત, કપુત, લોકને આળ ચડાવે;
જે પુત કપુતો નીકળે, તે જન મરજો આપથી;
કેહે વલભ તેવાથકી, છુટે સહુકો પાપથી;

## અતી સર્વ વરજીત વીશે.

## છપો ૮૯.

જાદે કરશો જેહ, તેહ થોડામાં મરશો;
જાદ કરશો જેહ, તેહનું હાકમ હરશો;
જાદ કરશો જેહ, જગત તેનાપર ચીડે;
જાદ કરશો જેહ, પ્રભુજી તેને પીડે;
જાદે કરવું જે ધારશો, તેના હાલ ભુંડા થશે;
આકતુર તુલ્ય વલ્લભ કહે, બહુ કરતો ઉડી જશે.

## છપો ૯૦

બહુ દોડે થકાય, બહુ આર ભારજ મારે;
એક દમ કરે જોર, જરૂરે તે જન હારે,
છોળે વધે જે નિર, એક પલકે તે ખુટે;
ગટપટ બાંધે સ્નેહ, તેહ ટુકામાં તુટે,
ઘણું કરે તે થોડાકને, ઝાઝામાં કડવાસછે;
કેહે વલ્લભ સત્ય માનજો, થોડામાં મીઠાસ છે;

## છપો ૯૧.

ખડ ખડ કાઢે દાંત, હશીને જે નર નારી;
બુદ્ધીહિણ તે હોય, નહિ રીત પાસે સારી.
મુરખના સરદાર, દંત દખાડે ઝાઝા;
જગમાં હલકું આબ, થાય ને તુટે માઝા.
રાંડ રડે ને હાળો હસે, તે મુરખો પ્રમાણ છે;
દંત કાઢી હસવાથકી, વ્યાસ વદે બહુ હાંણ છ.

---

## છપો ૯૨.

તાત સુતને શીખ, બીક દેઇ દે આજી;
ભ્રાત કહે સુભ વાત, વીરને વારે બાજી.
માતા મુખ દે ગાળ, બાળને સ્વારથ સારૂ;
ભગની ભાંખે ભેદ, કાઢવા લક્ષ નઠારૂ.
બાળપણમાં બુરૂ પડે, મ્હોટપણમાં તે મીઠડું;
કેહે વલ્લભ પાછળ સહુ, સંભારે તે દીઠડું;

---

## છપો ૯૩

મુરખને દયો ગ્નાન, સાન આવે કદાપી;
સમજાવો સૌ સાર, તોહયે નવ સમજે પાપિ;
કરો કોટી ઉપાય, ચ્હાયતો રાખો ખાળી;
પણ પડી જેહ ટેવ, ટળે ના તેતો ટાળી;
યત્ન કરી સ્થીર પાડીએ, તોપણ મન જાયે ડગી;
વલ્લભ કેહે છે શેઠની, શીખામણ ઝાંપા લગી;

---

## છપ્પો ૯૪.

નહીં નફટને લાજ, નહીં નફટને હાંની;
નહીં નફટને ટેક, નફટ જન બે ઇમાની;
નહીં નફટનો બોજ, નફટને શીક્ષા શાની;
નહીં નફટની સાખ, નહીં નફટ તે જ્ઞાની.
ડર નહીં નફટને લોકનો; નફટજન નીરદ્દ ઘણો;
કેહે વલ્લભ માને નહીં, નફટ ભય રાજા તણો;

---

## છપ્પો ૯૫.

જેણે મુકી લાજ, તેહને રાજ ધટીનું;
લજવે માને બાપ, લજાવે સગુ અટીનું.
આણે મનમાં હર્ષ, સર્સ સહુનાથી જાણી;
છેવટ પામે દુઃખ, સુખ થાએ ધુળધાણી.
લાજ રહિત રાજ ભોગવે, તે સ્વપ્નુ ઘટી ચારનું;
કહે વલ્લભ સુધરે નહીં, કાં પુરૂષ કાં નારનું.

---

## છપ્પો ૯૬

ખરૂ કહ્યા માં ખાર, ખરેખર જનને લાગે;
વ્યાપે રૂદે રીશ, વેણુ વપુ માંહા વાગે;
થાય આકળુ ભુત, દુઃખ મનમાંથી ઉઠે;
ખરૂ ખમે નહીં આપ, રેશ આણે તે રૂઠે.
સત્ય કહે શોક ઉપને, ડાપણુ બજવે ડાંડનું;
કેહે વલ્લભ તે છોકરૂ, હોય રઝળતી રાંડનું.

---

## છપ્પા ૯૭

સાચા જનને સોક, કદી કાળે નવ આવે;
રહે ન છુપ્યું કર્મ, ચાહ્યતો ભસ્મ લગાવે;
શાહજાદાને ચોર, કહે નવ કરે લગારે;
ધેનું કેરાં શીગ, હોય ધેનુંને ભારે;
સુર્ય ભણી ધુળ નાખીને, પાછી પોતે પામતા;
કેહે વલ્લભ લાગે નહીં, સાચે સોને સામતાં.

---

## છપ્પા ૯૮.

સઉ મન ડાહ્યું થાય, નહીં કો મનથી ઘેલું;
ન્હાનું મોટું કોય, હોય પાછળ કે પ્હેલું;
અણ ભણ કે વીદ્વાન, રાય કે રઇયત સરવે;
ગધ્ધો મન ગુણવાન, ધુમતો ઘણોજ ગરવે;
અકકલ જગમાં દોહોડ છે, ખરેખરા ઇનસાફની;
અડધી વ્યાસ કહે અન્યની, આખી સૌને આપની;

---

## છપ્પા ૯૯

સમજે સહુ મનુષ્ય, હું સ્યપરના હૈયાની;
મુંઢ નરો પણ કાંક, લહે વિકટ વહીયાની;
સુદ્ધ બુદ્ધ પડપંચ, સરવ વરત્યામાં આવે;
મન ડાહ્યો જન કોય, હોય તે હુંપંદ લાવે;
પણ સમજે સહુ માણીઓ, ખોટું કે અથવા ખરૂં;
પાપ વ્યાસ કહે દીલનું, સમજીને કરજો પરૂં.

## છપ્પા ૧૦૦

આપ વખાણે ગુણ; ત્રુણ સરખો તે ભણવો;
હું પદ માગે માન્ય, ભલો જન મોટજ ગણવો;
થોડા અકકલવાન, બતાવે બહુ બડાઇ;
પુંઠ વખોડે સરવ, ગર્વ તોપણ મન માંહી;
મુંઢ જન ડાહયો થઇ ફરે, મનથી ફુલ પલકાયછે;
કેહે વલ્લભ સુણો સભા ઓછું પાત્ર છલકાયછે.

---

## છપ્પા ૧૦૧

હુંન્નર જેની પાસ, દાસ સઉ થાયે તેના;
મળે માન્ય અઉકાર, બેસવા ગાડી મેના;
લક્ષ્મી લાગે પાય, રાય પણ બે કરજોડે;
ગ્રસ્થ શેઠ સહુકાર, નમીને આગળ દોડે;
મળે મન ઇછયું આવીને, ભાર પડે નહિ તાણવો;
વલ્લભ કેહુછે સઉથકી, હુનર હીરો જાણવો.

---

## છપ્પા ૧૦૨

હુંન્નરને જન જેહ, બરોબર પાકો કરતા;
જગમાં જીતે તેહ, હામ હઇયામાં ધરતા;
રાખે નહીં કરચારા, હાય તે જનને થોડી;
સેંજે સો પચાસ, જુગતે લે જર જોડી;
પકકો હુનર લે હાથમાં, તેને વેઠ થોડિ પડે;
કુહે વ્યાસ કાચે હુન્નરે, મ્હો માથે હોડી રડે!

---

## છપ્પા ૧૦૩.

માચાનું કમજોર, ઠોર ઠોરે તે ભાગે;
પાકું થાય પસાર, કાંઈ ઠોકર નવ લાગે.
કાચે કમ કીસમત, ગત થાયે તે કીસ્સો;
પાકે પામે જસ, આખરૂથી લે હીસ્સો.
કાચે હીસબ વલ્લભ કહે, કો દન ઉંચો નવ ચડે;
હીંગનું પડીકું આવડયું, એટલે ગાંધી થઇ પડે.

---

## છપ્પા ૧૦૪

રૂષ્ટ થવા જે ચહાય, જાય તે જનનુ જાદે;
ખુએ તે ખોરાક, કોઇ મ્હોટાને વાદે.
નકામ તાણે ટેક, છેક છોછો તે થાયે;
વણ બુદ્ધિએ વાદ, કરીને ખાટું કુટાયે;
વીના હુનર હાથી બને, ઝઇટાં ખાવા રહાય છે
કેહે વલ્લભ છોટા થયે, કીડી સાકર ખાય છે;

---

## છપ્પા ૧૦૫.

કરે વડાનો વાદ, નાદ તેમાં ઉતરશે;
લાંબા નરની સંગ, જાય ટુંકો તે મરશે;
દરશી વડાનો મ્હેલ, ઝુંપડી વાદે પાડે;
વડા વાદ પોશાગ, કરી દેવાળું કાડે.
ખાય ખાણું વડા વાદથી, રાંક વડા સામો વશા,
કહે વ્યાસ વલ્લભ છેવટે મરશે તે ટાંગા ગશો.

---

### છપો ૪૨

કરે વડાથી વેર ઝેર રાખીને દલમાં;
જીવ જર થાએ નાશ, ઉડે તે પામર પલમાં.
ખુએ ઘરને ગામ, ઠરીને ઠામ ન બેસે;
દામ ટળે નકામ, ચીતમાં ચીંત્યા પેસે.
સુખે સુવા પામે નહી, માટે મનથી બીજીયે;
કહેછે વ્યાસ વડા થકી, વેર કદી ના કીજીયે.

---

## કન્યા વકરો કરવા વિશે.

### છપો ૧૦૭

લે દિકરીનો દામ, ડામ રેવાનો તેને;
દુખ ટળીને સુખ, મળેલું દીઠું કેને.
રકત લક્ષમી એજ, તેજ ઘરમાં નવ વ્યાપે;
કરે કુળનો નાશ, હળાહળ કુમતી આપે.
આમનો દામ ઉપજાવીને તરતજ ખુશી થાય છે,
વલભ કેહેછે વીતતે, લક્ષ ઘણું લઈ જાયછે.

---

### છપો ૧૦૮

દામ લેઇ દે આમ, નામ બોળ્યું તે ધણીએ;
લે દિકરીનુ દ્રવ્ય, તાત તે ભડવો ભણિએ.
પરણાત નવ કેવાય થાય વેચ્યાના જેવું;
ગણવો ગુણકા તાત, શાસ્ત્રથી અવળું તેવું;
લે લક્ષમી ત્રંહ ત્રાહની, પોતા પુત્રી આપિને,
કહે વલ્લભ સત્ય માનજો. પાપઘણું તે પાપિને.

---

### છપ્પો ૧૦૯.

વેઠી વપુએ દુખ, સુખ તાકે તનીયાનું;
નીરખે વર જર ઘર, નહિ અવળુ દુનીયાનું.
નીચ કરે નીંઘાય, સત્ય સારૂ નવ બીયે;
તાકી સારૂ સુખ, દાન કન્યાનું દીયે.
તે ગુણ સહુ ડાહ્યા તણા, તાત શુભ સભાગીયો;
કહે વ્યાસ સુખ સુતાતણું, સોધે નહિ અભાગીયો

---

### છપ્પો ૧૧૦.

દે કન્યાનું દાન, માન્ય મોકલતાં ખાયે;
કરે જમૈથી ઝેર, વ્હેર પણ સામો થાયે.
રાખિ આપને ઘેર, પેર પાળ્યાની ઓલે;
કુંવરીને કુટુંબ ગણે, તે ખરની તોલે;
પરણાવિને કરી પારકી, પુંઠ અમલ કરે આપનો
વલ્લભ કહેછે નર્કમાં, ઠામ થાય તે બાપનો.



## શાન્તી રાખવા વિશે.

### છપ્પો ૧૧૧.

લોભથકી લુટાય, લોભથી ટેકજ તુટે;
લોભી જન કુટાય, લોભથી ગર્યજ ખુટે.
લોભે ન રહે લાજ, રાજ પણ લોભે ખુએ;
લોભે આપ ન ખાય, લોભથી ઇજ્જત ખુએ.
લોભે લવરી લુલી લવે, લોભે ખત્તા ખાયછે;
વલ્લભ કહેછે લોભથી, લક્ષણ સઘળાં જાયછે.

---

## છપો ૧૧૨.

સંતોશી જન જેહ, દેહ પ્રફુલીત તેનો;
સંતોશી સુબુધ્ય, ભોગવે સૌ સુખ એનો;
સંતોશીનો ટેક, રહે જનમારો આખો;
સંતોશીનો જસ; ભાર જગમાં નહિ ઝાંખો
સંતોશીનું માન્યજ વધે, સંતોશી તરતા તદા;
કહેછે વલ્લભ જગ વીશે, સંતોશી સુખી સદા.

---

## છપો ૧૧૩.

મન ધારયુ જો થાય, ખાય માં કો જન લુખુ;
ફરે ન નાગુ કોય, ભિખારૂ રહે ન ભુખ્યું;
ચાલે ન ચર્ણે કોય, વ.હનો ઘેર વસાવે;
ચોરી ન કરે ચોર, કોઇ પર ગુણ નવ ગાવે,
નોહો કરી કો કરે નહી, વેઠ કરે સાને ગથી;
કહેછે વલ્લભ હર વીના, મન ધાર્યા થાતાં નથી.

---

## છપો ૧૧૪.

જો ઝાલ્યું રહે ચીત, હરે નહી રાવણ સીતા;
જો ઝાલ્યું રહે ચિત, પડે ન પરાસ્વરે પીતા;
જો ઝાલ્યું રહે ચિત, દુર્યોધન યુધ ન માંડે;
જો ઝાલ્યું રહે ચિત, રામજી નાર ન છાંડે;
મન ઝાલ્યાં રહેતાં નથી, હર ધાર્યાં સૌ થાયછે;
વલ્લભ કેહેછે મુરખા, ચિંત વસ કેવા જાયછે.

## છપ્પો ૧૧૫

લક્ષ્મી વરના લેખ, પડયાં મીથ્યા નવ થાયે;
લક્ષ્મી વરના લેખ, કોયથી નવ ભુસાયે;
લક્ષમી વરના વેખ, લખ્યા ગુંદરની ગાર્યે;
લક્ષમી વરના લેખ, ટળે ના દીન હજારે;
લક્ષમી વરના જે લેખછે, તે પરમાણે થાયછે;
વલ્લભ કે મુઢજ મતી, હું કતથી કુટાય છે.

---

## છપ્પો ૧૧૬

હું કત રાવણ રાય, રામચંદ્રે રણ રોળ્યો;
હું કત દુર્યોધન, પાંડવે વન વીજોળ્યો;
હું કત કંસાસુર, ક્રોધ કરી ક્રષ્ણે માર્યો.
હું કત જરાસન, ભીમથી લઢતાં હાર્યો;
હું કતીના કુટઇ ગયા, ટેક રહ્યા કોના નહી;
કહે વલ્લભ સહુ હરી કરે, વીચારી લ્યો મન મહી.

---

## છપ્પો ૧૧૭

દશા રામને શીશ, પડી વનવાસ દહાડયા;
દશા નળરાય શીશ, નારથી જુદા પાડયા.
દશા ક્રષ્ણને શીશ, મણીની ચોરી આવી;
દશા દમી ચંદ્રાસ, જમ્યો એ પરણું લાવી.
દશાં પાંડવને શીર પડી, દ્વાદશાવરસો વન વહ્યા;
કે વ્યાસ દશા હરીચંદ્રને, નીચ ઘેર નોકર રહ્યા.

---

## દેવા વિશે.

### છપ્પા ૧૧૮.

દુખી દેવાદાર, સુતા સ્વપ્ને નવ પામે;
કોડાં બહુ ખેંચાય, જાય ત્યાં ઠામે ઠામે;
ઘેર પડે પોકાર, લ્હેણિયાં આવી બેસે;
ગાળો પણ દસ વીસ, ખાઈ ખુણામાં પેસે;
નીરભયથા નવ રહી શકે, નહીં સંસારી સુખડું;
કહે વલ્લભ સહુ માનજો, દેવા તુલ્ય નહી દુખડું.

### છપ્પા ૧૧૯.

દેવુ દારૂણ દુખ, કદી દેવું ન કરવું;
વેઠી લેવી ભુખ, ઉધારાનું પરહરવું.
દેવાના થઈ દાસ, રહેવું પડે સદાયે;
પડે જોડવા હાથ, વેણ વાંકુ ન વદાયે.
દળીદર દુખ દેવે વધે, દેવે દાનત બીગડે;
કેહે વલ્લભ દેવા થકી, રહે આબરૂથો ગડે.

## મીંઢા માણસ વિશે,

### છપ્પા ૧૨૦.

મીંઢા માણસ સંગ, રંગ કદી નવ કરીએ;
જો જઈએ પરદેશ, મ્હોત વિના ત્યાં મરીએ.
જણાય નહિ કંઈ મર્મ, કર્મ તેનાં ધારેલાં;
મીંઢાથી બહુ લોક, દિઠા જગમાં હારેલાં.
મુગો રહિને બોલે નહી, મીઠું ખોટું કે ખરૂં;
ગેબ ગોળો તે મારશે, વ્યાસ કહે કરજો પરૂ.

## છપો ૧૨૧

મીઠું ન બોલે બોલ, તોલ તનમાં તે તાકે;
મીઠું માણસ લાગ, જોઇને મારી નાખે.
અહી પેટમાં પાપ, આપ ટાઢો થઇ રોળે;
ઘણો ગોઠવે ગેડ, નહીં બોલે ને બોળે.
આચરે નહીં કાંઇ મુખથી, પેટ માંહી પાળી રહે;
મીંઢા તણો સંગ છોડજો, વ્યાસ વલ્લભ સાચુ કહે.

---

## છપો ૧૨૨

રહે ચઢેલું મુખ, સુખ તેને નવ આવે;
ઝેરી જન દેખાય, કોઇ રસ્તે ન બોલાવે.
કહે અદેખો લોક; કટાણું મોઢું નરખી;
સગું સાથ નવ થાય, હસે નહિ કોજન હરખી
વળી જગ સહુ અતડુ રહે, ગણે કુકરમી કાળછે;
વ્યાસ કહે રહે મુખ ચઢયું, તેજ ઘણી ચંડાળછે.

---

## છપો ૧૨૩

હસ્તુ રેહેછે મુખ, દુઃખ તે જનનું નાસે;
ઉમંગ સોને થાય, જઇ જગ બેસે પાસે.
આણંદિ કહે લોક, હરખતું મ્હોડું જોઇ;
ગુણ જગત સહુ ગાય, બોદેખ્યો ન કહે કોઇ.
ભાવે લોક બોલાવી, લે ગમત કરવા કારણે;
હસમુખાને વલ્લભ કહે, સુખ મળે સહુ બારણે.

---

# અવળી રીત વિશે.

## છપ્પો ૧૨૪

દુનિયાંના દોરંગ, જગત જુઓને ભાળી;
વાઢનારી છે જેહ, તેહને કેહેછે પાળી.
પાળેછે ધી પાત્ર, બોલતા તેને વાઢી;
બહુ અવળા ઉચ્ચાર, વદે દુનિયાજ અનાડી.
બાંધે પચાસની પાઘડી, તોરો તેનું નાક છે;
કહે વલ્લભ પાછળ મુકે, અવળું એ ડો આંક છે.

---

## છપ્પો ૧૨૫

ઘુંઘટ તાણે નાર, વદ્ધ જનને દખીને;
કરે ઊઘાડું મુખ, દિયર પ્યારો પેખીને.
બ્હાર જતાં શણગાર, સજે બહુ સારા વાઘા;
પિઉજી પાસે જાય, અંગ પ્હેરીને ધાઘા.
ઝ્હેર વ્હાલામાં હોય ઘણું, પરસું હોયે પ્રીતડી;
વલ્લભ કહે છે જગ વિશે, જો જો અવળી રીતડી;

---

## છપ્પો ૧૨૬

કાન સાંભળી વાત, કદી સાચી નવ કહીએ;
નજરે દીઠી હોય, તોય વિચારી લઇએ.
ઊંડો કરીને કયસ, આપ તપાસી જોઇએ;
પડદે પુછાપુછ, કરીને સંદેહ ખોઇએ.
નિશ્ચય કીધા વિણ વારતા, કરે તામશી તાપના;
વલ્લભ કહેછે તે ધણી, બનશે ભેલી પાપના.

---

## છપો ૧૨૭

જેને જેપર પ્રેમ, વ્હેમ તે પર તે ધારે;
જેને જેની બીક, બીક તેને તે મારે.
જેને કલ્પના જેહ, તેહ સપને ઉપજાવે;
હૈયામાં જે વાત, હોય તે હોઠે આવે.
આહાર તેવો ઓડકાર છે, વ્યાસ વદે છે વારતા;
જેને પ્રેમ જેહ વાતનો, તેમ વ્હેમ તે ધારતા.

## ન્યાયાધિસ વિષે.

## છપો ૧૨૮

મરોને અમલદાર, પક્ષપાતો જે કરતા;
કરે નહિ શુભ ન્યાય, લેઇ લાંચો ઘર ભરતા.
ગ્રહસ્થોને દે માન, ગરીબને ગરદન ઘાલે;
ઉલટ સુલટ ઇનસાફ, કરીને કુડો ચાલે.
રંડીબાજ ન્યાયાધિસ જે, તેપર પ્રેમ ન આણવો;
કહે વલ્લભ પક્ષજ કરે, તે બહુ જળીયો જાણવો.

## છપો ૧૨૯

બે જણને વિરોધ, કાંઇ કારજનો ચાલે;
તેમાં કો ત્રાહિત, ચીત ડાપણથી ઘાલે.
એક તરફની વાત, શુણી સત્ય માની બેસે;
કરવા તેની પક્ષ, આપ કુગખમાં પેસે.
બીજા ઉપર બહુ બડબડે, ભુંડુ મુખ ભાગુતો કરે;
કહે વલ્લભ લંધુરને, કામ ઘણું ગાલજ ભરે.

### છપ્પા ૧૩૦

જોઇ એના વિચાર, સાર સોધીને કાડે;
કોણ સાચને જુઠ, ઉર ઉરમી ઉડાડે.
પછી તાણે પક્ષ, લક્ષવસા તે ડાહયો;
શાણાનો સરદાર, લડતનો પરખે પાયો.
ખરી ખુંચ ખોળે તે ખરો, સ્વાલ કરે સુપક્ષનો;
વલ્લભ કહેછે જાણવો, તે નર બત્રીશ લક્ષણો.



## કામીજન વિષે.

### છપ્પા ૧૩૧

કામી નર કે નાર, જારબુદ્ધિમાં ઝીણાં;
નેત્ર છતાં તે અંધ, કરમ સુજે બહુ હીણાં.
નહીં લાજ મર્યાદ, સ્વાદ સાચો કીડાનો;
રહે થઇને લબ્ધ, પાસ પ્રેમી પીડાનો.
રાત દીન જંખના જારિત, અન્ન ઉદક ભાવે નહીં;
વલ્લભ કહે છે કામીને, નીદ્રા પણ આવે નહીં.

---

### છપ્પા ૧૩૨

કામાતુર જન જેહ, તેહની જીભ્યા જુઠી;
કોડી ન રહે પાસ, ગર્થથી ખાલી મુઠી.
તસ્કરમાં પણ ત્યાર, દગામાં દાનત દોડે;
નીચ નીશામાં પુર, નઠારા વાયક મ્હોડે.
જારી જન સગુ સમજે નહિ, છાક ભરયું છટકેલ છે.
કેહે વલ્લભ જગ જાણજો, કામીજન વટલેલ છે.

---

## મન વીના મળવા વીષે.

### છપો ૧૩૩

માન્ય વિના પર ઘેર, કદી કાળે નવ જઈએ;
રહે ન રાખ્યો બોજ, ભારથી હળવા થઈએ.
કોડ પતીકો હોય, તોહ્ય સામું નવ જોઈએ;
કરવા ચહિયે પ્રીત, આબરૂ તેમાં ખોઇએ.
વણુ માન્યે મળે ગાદીઓ, પણ તે ધુળ પરમાણવી;
કેહે વલ્લભ ધુળ માન્યથી, મળતાં ગાદી જાણવી.

---

### છપો ૧૩૪

જે ઠામે નહિં ભાવ, લ્હાવ ત્યાં કયાંથી વીતે;
હેત વિનાનો વેત, પાર પડે નહીં પ્રીતે.
મળે નહીં જયાં માન્ય, ધ્યાન ત્યાં કયાંથી લાગે;
લુટાય જ્યાં અનેક, છેક ત્યાં ભય સું ભાગે.
જેહ ઠામે ઉમંગ નહીં, ત્યાં વેળા કેમજ વળે;
કેહે વલ્લભ અન ના મળ્યું, તો ધન ત્યાં કયાંથી મળે

---

## જીવોના દેહ વિષે.

### છપો ૧૩૫

વઈદ કરે વઇદક, રોગ તે તનના ટાળે;
ચેપ ચોટતો હોય, તોય પણ તે જન ખાળે;
લાવે મુળી મુળ, વનસ્પતી ભાર હરાડે;
અઉશધીઓ અનેક, ચોપડી રોગ મટાડે.
ખઇ વઈદનું ઓસડ મળે, મળે બનેલા બ્હોતનું;
વલ્લભ કેહેછે આવ મળે, સોધ્યું એ.પદ મ્હોતનુએ.

## છપો ૧૩૬

કદી ન મુકે કાળ, રસાતાળે જઈ બેસે;
અસ્રક પેટી હોય, કોય ત્યાં છુપી પેસે;
ઘર બાંધે જળ માંય, વાસ પુરે જઇ વનમાં;
ઉદંબરૂ બકતર કવચ કો પેહેરે તનમાં.
લે સાહેતા તપશીતણી, ચતુરાઈ નહિં ચુકતો;
પણ વલ્લભ કેહે કાળતે કોઇને નથી મુકતો.

---

## છપો ૧૩૭

સગાં માત કે તાત,ભ્રાત ભગની ને નારી;
મામા કાકા કંથ, છોકરાં સૌ સંસારી.
ગાય બળદ કે ભેંસ, અજાકે પોપટ પાળે;
કાંતો તે લે લહેણુ, કાંયતો દેવું વાળે.
જેહ જેન સંસકારછે, તે તે ભેગું થાયછે;
લેહેણુ દેણુ વલ્લભ કેહે, પુરણ થયે સૌ જાયછે.

---

## પાપીની પ્રિત વિષે.

## છપો ૧૩૮

પાપી બાંધે પ્રીત, આસ રાખીને જરની;
પાપી બાધે પ્રીત, પ્રેમદા જોવા ઘરની.
પાપી બાંધે પ્રીત, હુન્નર લેવા માટે;
પાપી બાંધે પ્રીત, તેડવા વાંકી વાટે.
પાપી બાંધે પ્રીતડી, કાંઇ મતલબને કારણે;
કેહે વલ્લભ જે સ્વારથી, તે ન ચડાવો બારણે.

---

### છપ્પો ૧૩૯

કરે પ્રાંણુની પ્રીત, રીત એતો રૂડાની;
સ્વારથની મીત્રાઈ, કરે જાતજ ભુંડાની.
દોસ્તી દીલની હોય, કોય દીવસ નવ ટુટે;
આશાની અસનાઇ, પ્રેમતે પલકે છુટે.
કરે ભાઇબંધી ભોડની, દામ નારને અન વીના;
સદાયે સરસ તે ચાલતે, વલ્લભ મુખ બોલે બિના.

---

### છપ્પો ૧૪૦

સોમણુ બાંધો સ્નેહ, નેહ વીનાનો જાણો;
નોકટ નાવે કોય, વપત વેળાએ સાણો.
રાજતંત જો હોય, લક્ષમી લેવા બેલો;
જાર કરમને માટ, ભડે દોસ્તી બાંધેલી.
રાવણ જેવાને જરજથો, બે હાલે મુઆમથી;
મત મુકજો સહુ સ્નેહનો, છે પણ સત્યચારી નથી,

---

## વ્યસન વિષે.

### છપ્પો ૧૪૧

વ્યસનને વસ જેહ, તેહનો સંગ ન કરીયે;
જાતાં બ્હાર બજાર, સાથથી લાજી મરિયે.
બોલે વ્યસની વેણ, કેણ સાચુ નત્ર કહીએ;
આપે કોલ કરાર, તોહયે વિસ્વાસ ન રહિએ.
હોય ભુપત કે શેઠીયો, વળગ્યુ વ્યસન જે જાતને
વલ્લભ કેહે વ્યસની થયો, તે નગણે નિજ તમાને.

## છપો ૧૪૨

જે નર નીસાખોર, ચોર તે જરૂર જાણો;
ભંગી પીયે ભાંગ તેહને ઘેર ન આણો;
અફિણ હરામી ખાય, પીયે ગાંજો ગંજેરી;
મુઢ કરે મધ્યપાન, બને વટલોને વ્હેરી.
તાડો સંગ તુછ જાતને, એગટ થઇ ફરતો ફરે,
કેહે વલ્લભ અસની થયો, તેનું ચિત ચોરી કરે.

## છપો ૧૪૩

કરીએ કર્મ જેહ, તેહ પડદામાં સારૂ;
સુભ અથવા અશુભ, ખુબ ન્યારૂ કે પ્યારૂ.
મીઠાસ કે કડવાસ, ભજનકે ચોરી ચાડી;
પાપ જારકે પુન્ય, વાત સોધી કે આડી.
સગળુ તે પડદે શોભતું, ખુલ્લિ ચીજ બે સાખની.
કેહે વલ્લભ સૌ માનજો, બાંધી મુઠી લાખની.

## છપો ૧૪૪

સાખે સઘળુ સુખ, દુઃખ પણ સાખે નાસે;
સાખે સુભ વ્હેવાર, સાખથી તરકટી ત્રાસે.
સાખે રે' ભય બાર, સાખથી માન્ય મળે છે;
સાખે સૌ વ્હેપાર, સાખથી દામ રળેછે.
સાખ તે સહુની શ્રષ્ટતા, ઇજ્જતનું એ આભછેભર
કહે વલ્લભ સહુ સાંભળો, સાખ લાખનો લાભછે.

## છપો ૧૪૫

શાખ ટળિ મળે લાખ, લાખ તે રાખજ જાણો;
શાખ ગયે સૌ જાય, મળેના અનનો દાણો.
શાખ ગયે વહેવાર, જરા જગમાં નવ ચાલે;
શાખ વગરનો જન, કોઇ ઘરમાં નવ ઘાલે.
શાખ ટળી તે જગથી ટળ્યો, શાખ મનુષનું મુળછે.
વલ્લભ કહે છે સાંભળો, શાખ ગયે સહુ ધુળ છે.

---

## છપો ૧૪૬

નાગુ નાચે નાચ, આપ પાતાળે પેશી;
ખોટું ખાણું ખાય, ચાહ્ય તો પંડે બેશી.
ચોરી કરીને ચોર, વસે શાહુકારી વાસે;
ખુની જન કરી ખુન, થાય સતો ભુપ પાસે.
છીનાળી કરી છીનાળવા, કરમાં માળા સાહ્યછે;
વલ્લભ કહે રહે ચુપ નહી, વા વારતા લઇ જાયછે.

---

## છપો ૧૪૭

એક કરે કુડ કામ, ઠામ તે સહુનો ટાળે;
હોય કરમ ચંડાળ, બીજ બહુ જનનું બાળે.
કોપટ કરે હમેશ, દેશની ઇજત ખુએ;
કરે આપનું કાર્ય, જસ પાછળ નવ જુએ.
મતલબ આપની સાધીને, પાપીજન જન પંથે પળે;
કહે વલ્લભ તે જીવને, રળતાં રોજી નવ મળે.

---

## છપ્પો ૧૪૮

જે શીખેલો પાઘ, માન્ય તે તો બહુ બાંધે;
જે શીખેલો રાગ, તેહ ગાણું નવ ગાયે.
જેને વંચક હોય, કહેથી તે નવ વાંચે;
જે શીખેલો નાચ, નચાવે તે નવ નાચે.
આ સરવે અહંકારીને, માન્ય કદી ના દીજીએ;
વલ્લભ મોંઘા તણી, પળશી પળ ના કીજીએ.

## છપ્પો ૧૪૯

ગરજીને નહીં ગત્ય, મત્ય હાંકે પોતાની;
જાણે ન પરની પીડ, અન્ય હસતા રોતાની.
મતલબ સાધે આપ, બાપ ગર્ધવને બોલે;
બને આંધળો ભીંત, બકે બહુ બુચટ તોલે.
ગરીબપણું દેખડાવતો, એજ શુદ્ધ સુમાર છે;
કહે વલ્લભ સહુ જાણજો, ગરજી જન ગુમાર છે.

## છપ્પો ૧૫૦

મળતુ વેવીશાળ, ભાગતા તે જન પાપી;
પોતે સારૂ ચહાય, સુધરે નહી કદાપિ;
કરી રંકનું ભંગ, આપ ઘરમાં લે તાણી;
તે કન્યા રંડાય, થાય અંતે ધુળધાણી.
પર વેવીશાળ ભાગીને, મુઢ મન ખુશી થાય છ;
વલ્લભ કહેછે છેવટે, મુળ સમુળ જાય છે.

## છપો ૧૫૧

કોઇ કરે સુઝેં કામ, કરતાં બગડી જાએ;
પછી ધરે બહુ શોક, શોક ધરવે શું થએ.
બીજા મુરખ લોક, જાય દેવાને ઠપકા;
શીદ કરયું આ કામ, નકામા નાંખે લપકા.
હીમત સહોદરે આપવી, લોચન આંસું લુછવું;
વલ્લભ કહે પાણી પીને, પાછળ ઘરનું પુછવું.

---

## રૂપ જોબન વિશે.

## છપો ૧૫૨

જેને જાદે રૂપ, તેહને આળ ચડે છે;
નરતી કરે નીંદાય, પાપિ જન પુંઠ પડેછે.
કરે આંગળી લોક, શોક ઉપજાવે ઝાઝો;
ઇજ્જત હલકી થાય. તોડાવે દૃષ્ટ મલાઝો.
વગર કુડે કાંકરા પડે, દુખી રૂપાળુ જનછે;
વલ્લભ કહે બહુ રૂપને, માથેતો લાંછન છે.

---

## છપો ૧૫૩

હોય જોબનનો મદ, હૃદય વાળે વળી ઉંધો;
સોમણુ દીજે શીખ, તથાપી થાય ન સુધો.
બહુ બળને અહંકાર, જાર વિકાર ભરેલો;
કટુ વેણ કુચાલ, ક્રોધ હરનોશ ભરેલો.
આંખડી પાંખડી ખીલતી, જોબન ચડતા લોહીનુ
કહે વલ્લભ જવાનીયો, કહયુ ન માને કોઇનું.

---

## સમો વર્તવા વીશે.

### છપો ૧૫૪.

સમો ભણે જન જેહ, તેહ જગમાં જસ પામે;
પડે કદાપી કાળ, દુખ તોપણ તે વામે.
હુંપદ ધરીને રીત, રાખતાં વીત ખુએછે;
સમો સરવથી શ્રેષ્ટ; વિસ્વ તેને જુએછે.
સમો વર્તે તે સુખ ભોગવે, દુનીયાનો એ નેકછે;
સંસાર સુખ સમાથકી, વ્યાસ વદે રંધ્ય ટેકછે.

## સ્વભાવ વિશે.

### છપો ૧૫૫.

જેને જીભનો સ્વાદ, ખાદ તેને બહુ આવે;
ખુએ ઘરને ગામ, ગળાથી ગર્થ ગુમાવે;
કોડી ન રહે પાસ, પછી તે શીખે ચોરી;
છેવટ વટલી જાય. ચ્હાય છોરો કે છોરી;
જેહને ચટકો જીભનો; તે લક્ષણ નહિં ઠીકનું;
કહે વલ્લભ ખાય ખુશીથી, લેઇને અનામીકનું.

### છપો ૧૫૬

મધુપાન પીનાર, દુધ આપો જે એને;
સ્વાદિક અપરમપાર, પણ રૂચે નહિ તેને;
માંસઆરીને અન. આપવે ઉર ન લાવે;
અનઆરીને જન જેહ, તેહને અન્ય ન ભાવે;
ખળને મ્હેનત રૂચે નહી, ફોગટ ખાવા ચાહ્યછે;
વલ્લભ કહે પ્રાણુ પ્રક્રતી, પંડ પડે તે જાયછે.

## પરચુરણ વિષયો.

### છપો ૧૫૭

ઉંચને વ્હાલો ધર્મ, નીચને વ્હાલી નીંધા;
સુરાને રણ યુધ, જ્ઞાનને વ્હાલી વીધા.
આદીતને જુહાર, શીવજીને જળધારા;
હરિને પર ઉપકાર, ભકતને ભકતો સારા.
વસ્તારીને વરતી ગમે, સુભ સોભા દેખાડવા;
વલ્લભ કહેછે વીપ્રને, વ્હાલા લાગે લાડવા.

---

### છપો ૧૫૮

જારી જનને જાર, ચોરને વ્હાલી ચોરી;
કંન્યા દ્રવ્ય ખાનાર, તેહને ગમતી છોરી.
જુગારીને દ્દુત, રમ્યાથી લાગે રૂડું;
વ્યસની જનને કેફ, ઠીક ભુંડાને ભુંડું;
શાને શાહુકારી ગમે, મીથ સુભને સુમંત છે,
કેહે વલ્લભ જગ જાણજો, સતિને વ્હાલુ સતછે.

---

### છપો ૧૫૯

મળે ગરીબને ગર્થ, કુઠામી બેસે ઠામે;
ન્હોકરી લાવે નીચ, કુઆરો કન્યા પામે.
વંજા પામે સુત, બુધ્ધ વણ હુન્નર શીખે;
અભણ ભણે વીધાય, પ્રેમથી પુસ્તક પીખે.
સાક પીરસનાર નાતમાં, કો કારભારી થાયછે;
કેહે વલ્લભ આ સર્વના, ચક્ષ આચ્છિએ જાયછે.

---

## છપો ૧૬૦

કોને ધન હંકાર, કોયને રૂપ ઘણોછે;
કો જનને બોધાય, કોયને જયે ઘણો છે;
કોય આબરૂવાન, કોયને બળ જોદ્ધાનો;
કોને હુન્નર હાથ, કોય હુકમ હોદ્ધાનો.
કોઇ જનને નામના તણો, કોને હંકાર કુળનો;
પણ વ્યાસ કહે જે રાખસે, તે જીવ છેવટ ધુળનો.

---

## છપો ૧૬૧

ઘટે દળદ્દરથિ દામ, બોજ બોલ્યાથી ઘટેછે;
બિહલુ વદ્દે વહેવાર, માન મસ્કરિએ મટેછે.
અતિ પ્હેરે પતિયાર, આળસથિ ઉદ્યમ નાસે;
નીંદ્યાથી પરીવાર, ઘટે છે ચારે પાસે.
આથડગાથી ઘટે આબરૂ. ઉંઘથી ઉદ્યમ જાયછે;
કેહે વલ્લભ આન રાખજો, ઘેનવાળુંનો ન્યાયછે.

---

## છપો ૧૬૨

માગવું વીપ સોક, સોક મુકીને મનનો;
માગવું સાધુ સંત, તાપ ટાળીને તનનો.
માગવું વૈદ્ય વકિલ, વાળંદ માગી લેવું;
માગવું જોસ ફકિર, જરા શરમાતું કેવું.
આ લોક સરમાય માગતાં, ચુલે ચડે ન તાવડી;
કેહે વલ્લભ માગ્યા વીના, નથી પિરસ્તી માવડી.

---

## છપો ૧૬૩

નીચ સંગથી નીચ, ઉંચથી ઉંચ જાણીયે;
સ્હાને સંગે સાહુ, ચોરથી ચોર ગણીયે;
સપુત સંગ સપુત, સાંણુ શાંણા સરખીયે;
કપુત સંગ કપુત, ઘેલે ઘેલા પરખીયે.
તાડી વ્યાસ કહે પીજીએ, ગાયતળે દુધજ લહે;
તાડ તળે દુધ પીજીએ, તો પણ સૌ તાડી કહે.

---

## છપો ૧૬૪

રાય સુંદરી ચોર, વાઘ વેસ્યાને વ્હેરી;
વાળંદને વાંનર, જુઠને જાણસો ઝેરી.
વીંછી વ્યસની રાય, સ્વાન સુઅરને છોરૂં;
કપટીને કાટેલ, તામરી મુડેલ ઢોરૂં.
ઉડાં જળને આગનો થકી, બાંગવો બહુ બીજીએ;
કેહે વલ્લભ આ સર્વનો, કો વિસ્વાસ ન કીજીએ.

---

## છપો ૧૬૫

નીર વીના સરીત, સુત વીનાની નારી;
જોબન વીના અંગ, રંગ રૂપ વીના ભારી.
રતુ વીનાનું ફુળ, બળ કળ હીણુ જે જાહે;
જીભ વીનાનો સ્વાદ, કહો શો લાગે ખાધે;
દાતા વીનાના યાચકો, ચંદ્ર વિનાની જામની;
કેહે વલ્લભ સોભે નહી, કંથ વગરની કામની.

---

## છપો ૧૬૬

પરધનને પરનાર, પર સીખને પરસુદ્ધી;
પરરૂપ પર વ્હેવાર, પર પરીબળ પરબુદ્ધી.
પર ઇજ્જત પરનામ, પર સુખને પર શોભા;
પરગુણ પર વીદ્યાય, પર સુખને પર સોભા.
પર હોદાને પર દીકરા, આપે લેવા ધારતા;
કહે વલ્લભ કાંઇ ના વળે, ફોગટ ફાંફાં મારતાં.

---

## છપો ૧૬૭.

નમે ન નીચી જાત, નમે ન કુળ હીણનારી;
નમે ન માણસ મુંઢ, નમે ન કો અહંકારી.
નમે ન ઉંચુ ઉંટ, નમે ન પાત્રજ ઓછુ;
નમે ન ગર્ધવ બુધ, નમે ન છોકરૂ છોછુ.
તરૂ એ રંડાનું ન નમે, ફાવે તેમ મરો મથી;
ઉંચો વલ્લભ કહે તાડછે તો તે નીચ નમતોનથી.

---

## છપો ૧૬૮.

ટળો અનરથી રાજ, ટળોને નબળી નારી;
ટળોને અટકણ અસ્વ, ટળો નર વ્યભિચારી.;
ટળો ગુરૂનો શીષ્ય, નામ દે લાંચ્છન દેતો
ટાળજો પુત કપુત, પાછળે અપજસ લેતો.
ટળો ગળીયો સુત ગાયનો, કપટિ મિત્ર પણ ટાળિએ,
કહે વલ્લભ આ સહુ મુએ, જીવ જરા નવ બાળીએ.

---

## છપ્પો ૧૬૯

જુઠાનું છે પાપ, જુઠ કેવાને કહીવુ
જેથી જો નુકશાન, જુઠ તેવાને લહેવુ.
કો નર જાતો હોય, કહે હું જાઉ બજારે;
પંથે પળતાં કોય, બોલાવેથી વહે ત્યારે.
કહે જોનારો જુઠડો, બજાર કહી આડો ગયો;
તેને જુઠો નવ જાણવો, બ્યાસે સત્ય સાચો કહ્યો

## છપ્પો ૧૭૦

સાંભળ જીવડા શીખ, બીક કરજે તું આધી;
શુભ કરતાં નીંદાય, કરે દુનિયા નિરભાગી.
ચ્હાય થાય જગ માર, જાય ઇજત બાપુકી;
પણ સત્ય સારૂ ટેક, કદી નવ દેવો મુકી.
દ દુરીજન બહુ દુખડુ, પણ સામળીયો સહાયછે;
સારૂ કરતાં વલ્લભ વદે, શાતરૂથી શું થાયછે.

## છપ્પો ૧૭૧

સત્ય કાજ સતી સુત, ગયા પાંડવ વનવાસે;
સત્ય કાજ નળરાય, વહ્યા વન વામા પાસે.
સત્ય કાજ હરીશ્ચંદ્ર, મસાણી થઇને બેઠો;
સત્ય કાજ બળીરાય, આપ પાતાળે પેઠો.
મોરૂધ્વજે શુભ પ્રીતથી, કરવત દેહ કપાવીયો;
સગાળસા સુત ખાંડીયો, પણ સત્ય જય વરતાવીયો.

## છપ્પો ૧૭૨

ટેક કાજ કંશરાય, હરીને હનુમ્ન ન કીધા;
ટેક કાજ અભિમાન, સમ કોઠા શીર લીધા.
ટેક કાજ જરાસન, દેહથી રાય ન છોડયા;
ટેક કાજ ગાંગેવ, ગુરૂને કર ના જોડયા.
ટેક કાજ દૂર્યોધને, નાખી પાંડવને મહી;
વ્યારા કહે ટેકથી રાવણે, સીતાજી આપ્યા નહીં.

---

## સમશ્યાના છપ્પા.

## છપ્પો ૧૭૩

ચાર નાર છે જોડ, તેમનો એકજ સ્વામી;
દેખાય વામન રૂપ, રહે નારોમાં નાગી.
ઉચે આસન નાર, રહે નાથ થઇ નીચે બેસે;
જમે જણીઓ ચાર, જઈ વર વચમાં પેસે;
કંથ વિના જમે કામની, તો અડધી ભુખ રહે;
પુછે વલ્લભ સહુ સાથને, આ ઉત્તર કોયો કહે.

ઉત્તર.

જમણા હાથની ચાર આંગળીયો અને પાંચમો અંગુઠો.

## છપ્પો ૧૭૪

ચાર નારનો સાથ, નાથ તેને એક રૂડો;
દુખમાં વહાલો હેમ, સુખમાં ભારે ભુંડો.
નીચ કર્મ કરી નાર, બહાર બગડીને આવે;
નકટો તેનો નાથ, ગંદકી ધોવા જાવે,
નર નારોને લડાઇછે, અન જમે કો દીન નહીં;
પુછે વલ્લભ સહુ સાથને, આ ઉત્તર કોણ દે કહિ.

ઉત્તર,

ડાબા હાથની આંગળીનો અંગુઠો.

## છપ્પો ૧૭૫

નારીપર નર એક, ચડાવીને રગડાળે;
આંગળી ઘાલી લોક, ચાંમટી બેની ચોળે;
મસળે સૌ બે હાથ; પછીથી મારે તમાચા;
મુખથી ચુસે તેહ, જેરવે નહિ નર કાચા.
પાકા પુરૂષને તે પચે, રસકસ ચુશી લે રહુ;
કેહે સમશા વલ્લભ તણી, ચાતુર નર તેને કહું,

ઉત્તર.

તમાકુ ઊપર ચુનો, મસળનાર ખાનાર માણસ.

## છપ્પો ૧૭૬

સોળ શસ્ત્ર સત આઠ, કામની કંઠે આણી;
એકસો અઠે નાર, થઈ હરીની પટરાણી;
વ્હાલી પ્રભુની જોડ, તેહ લોકોએ ઝલી;
મચી મસળી છેક, લઈ અંધારે ઘાલી;
વારા ફરતી સૌ ભોગવી, નરમ થએ આવી દયા;
હરિની વલ્લભ ગ્રહિ કામની, તેથી પ્રભુ રાજી થયા.

ઉત્તર.

ફેરવવાની માળા.

## છપ્પો ૧૭૭

વંઢળ જાતી એક, તેહપર બે નર ચડતા;
બે નર ઉપર નાર, નારપર બહુ નર પડતા;
તે સૌ સંકેલાય, એટલે નામજ નારી;
મનુસ માત્રો રહાય, થાય તેનીથી યારી;
લહેરી લાલ એ નારીને, તજે નહીં ભરશોકમાં
વલ્લભ તણી સમશા કોહો, પુછુ લાલા લોકમાં.

ઉત્તર દોહરો.

પાન અને કાથો ચુનો, સોપારી સુભ જાણ;
એળચિ કણુ બીડી કરી, પ્રીત વધે પ્રમાણ.

## છપો ૧૭૮

ત્રેણ જણાની જોડ, ખોડ બબેછે મોટી;
બોલે છે તે અંધ, ન સુણે સારી ખોટી;
સુણનારો જે જન, નવ્ય બોલે નવ દખે,
દખતો અસુવાચક, બહુ બરો અણ લેખે;
આ ત્રણ જણ રહે સંપીને, તો મન ગમતું થાયછે;
એક એકવણ ચાલે નહીં, વલ્લભની સમશાય છે.

ઉત્તર.

## છપો ૧૭૯

બોલનારૂં છે મુખ, દેખતું નથી કદાપી;
સુંણે નહી લગાર, ખોડ બે એને આપી;
સાંભળનારો કાન, એહથી નવ જંખાયે;
એન પણ બેખોડ, નહી ભાશાણ ભંખાયે;
આંખ સરવે ચીજ દખતી, પણ બોલી જાંણે નહીં,
સુણી સખે નહિ વારતા, વલ્લભે તે સમશ્યા કહીં.

## છપો ૧૮૦

બે નારો છે શ્વેત, જોઇ છે જુગતે બાળી;
નીરખે ન આપ શરીર, ખાંપણ્યો લાગી કાળી;
રાતે લાગે સરમ, માટ પડદામાં પેસે;
દિવસે મુકે લાજ, બ્હાર ઉઘાડી બેસે;
જાદુગરી તે નારોયો, જગ વસ કરવું જાણતી;
કહે વલ્લભ સમશ્યા કહો, સહુને વ્હાલો પ્રાણથી.

ઉતર.

બે આંખ્યો એજ ઉ-તર છે.

## છપા ૧૮૧

એક અબળા રસાળ, આપવદી ગાય ગાણું;
સ્વાદીક સૌથી સર્સ, ખાય ખુશીનું ખાણું.
તેને નર બતરીશ, ઘર ઘાલીને ઉભા;
ઉપર નર બે શ્રેષ્ઠ, ચોકિ કરનારા સુબા.
તેમાં એક બડ મુછિયો, બીજો મુછવાળો સહી;
કેહે વલ્લભ સમસ્યા કહો, ચાતુર નર સભા મહી.

ઉત્તર.

જીભ ૧ દાંત ૩૨ હોઠ ૨ સહીત એજ ઉતર.

## છપો ૧૮૨

એક નર ઉતમ નામ; વસે છે વાસો વનમાં;
વેઠે વા વરસાદ, ટાઢ તડકો સહે તનમાં;
નારી વણ વસ્તાર, જાણીને મરતો ભારે;
શત્રુ થાય સંસાર, ઈટ લાકડીયો મારે.
તે નર જાણે બધી દીકરી, લોક હરણ કરી જાયછે;
કેહે વલ્લભ તે પુત્રીને, સૌ જગ કરડી ખાયછે.

ઉ-તર.

આંબાનું ઝાડ એજ ઉતર છે.

## છપો ૧૮૩

છાક છકેલું છેક; જનાવર એકજ જોયું
દીધુ સૌને સુખ, દુખ દુનોયાનું ખોયું.
જન વિનાનું જોર, કરી મતવાલુ મ્હાલે;
દાન એકમાં દોટ, થકી સાત ગાઉ ચાલે;
માહ્રાં મ્હોટું મુખ એકછે, ભગભગ ભારે ભાંખતું;
મુતરે બેઉ ઇંદ્રી થકી; ચીસ કારમી નાંખતું.

## છપ્પો ૧૮૪

ખટ ચરણો છે ગોળ, સહુ સાથે ડગ ભરતા;
અંગે અગન અપાર, અતી અંગારા ઝરતા.
ઉકળે અંગે નીર, નસો કોટીધા જેમાં;
અવળ પગે પણ જાય, પુંઠ ફરે નહીં તેમાં.
પાણી પીયેછે તે ઘણું, કારટ પહાડો ખાયછે.
બે બાહુ બાંહ્યોની મહી, ઝટ આવે ઝટ જાયછે.
ઉત્તર—આગગાડીનું ઇંજીન.

દોહરો.

વાળ વના દસવાળછે, તેતો કોયા વાળ;
સાંણા સરવે સોધીને, ઉત્તર કયો આં કાળ.

## ઉતર છપ્પો ૧૮૫

રાયકવાળ રવાળ, પોડવાળ જાતિ જાણો;
ગયાવાળ ગુણવાન, ઉનેવાળ નહીં અજાણો.
પલ્લીવાળ પુન્યવંત, ખેડાવાળજ ખેલાડુ;
રોઢવાળને રંગ, કદી નવ બોલે આડુ.
દીસાવાળ દીનપાળ છે, છે ગોમતિવાળજ ઘણા,
તે દસવાળ વલ્લભે કહ્યા, ભાગ્યા સંદેહ સહુ તણા,

દોહરો.

પાંચ ચણ્યો પાંચે દણો, પાંચે જણો અંદર;
નર નારી ન્યાતો ઘણી, દખવી દયો પંદર.

## છપ્પો ૧૮૬

ઘહાંચણને મોચણ, કમાચણ જાતી જાણો;
બાવચણ અવદીચણ, ચણો પાંચે ઉર આણો.
બોરીંદણને લોદણ, ખરાદણ દણમાં આવી;
તપોદણને વાદણ, દણો એ પાંચ બતાવી.
ભાડભુજણ દરણ જુઓ, બાજણ ખોજણ છે સહી;
ઘાંયજણ સહીત પંદરેજ, વલ્લભે તે જાતો કહી.

દોહરો

પાંચ તણો ને ખટલણો, ત્રણ બણો છે જેહ;
ચઉદ જાતો જોઇને ભાગો કો સંદેહ.

ઉત્તર છપો ૧૮૭

રાવતણને ભીસ્તણ, જુઓ રજપુતણ રુડી;
કાયતણ કીસબાતણ, છેવટ છે સઉથી ભુંડી.
મુગલણને ભીલણ પોમલણ ગોલણ ગણજો;
કલાલણ બાહેલણ, બ્રામણી છેવટ ભણજો.
બણમાં કણબણ મુખ્યતા, બીજી જાત ચોબણ છે;
સઉ ભેદ વ્યાસે ભાગીયા, ત્રીજી બણ ધોબણ છે.

દોહરો

બેઉ સણોને બે ઠણો, ત્રૈણ વણો છે સાર;
વ્યાસ વદે ઉત્તર કહો, કરીને મન વિચાર.

છપો ૧૮૮

પારસણને ગોસણ, સણો તે બેઉ સમજજો;
મરેઠણ બારોઠણ, ઠણોનો સંદેહ તજજો.
વણમાં ગણો લેવણ, કડવણ તેની જોડે;
ત્રીજી વણ સાળવણ, જુઓ સઉ સાચી હોડે.
બે સણોને વળી બે ઠણો, ત્રણ વણોની વાત છે;
વ્યાસ કહે શુભ શોધીને, શણઠણ વણની જાતછે.

છપો ૧૮૯

અષ્ટ સ્વાદ જગમાંય સ્વાદ નવમો કો કાડો;
જીભ્યાએ લઇ સ્વાદ, વાદ પછી કરવા માંડો.
ખાતાં ઉપજે હર્શ, પ્રથમ ગળ્યો શુભ સારો;
અતી આનંદ થાય, ખાય ખાટો ને ખારો.
કડુવો તીખો ને તુરો, મીઠો ને મોળો વળી;
કહે વલ્લભ સ્વાદ નીકળે, બે ચાર ચિજ ભેગી મળી.

## નામના અવગુણ વિશે.

### છપ્પો ૧૯૦

ધર્યું રવીદાસ નામ, હોય રાત્રિ તુલ્ય કાંતી;
સાંતીદાને ક્રોધ, નામ શાનું તે શાંતી.
કુબેર ધરિયું નામ, નહીં ભંડારે કોડી;
ભીખારીદા નામ, દામ દીધેલા જોડી.
નામ ગીરધારી પાડીયું, ઢેપું પણ ધરી ન શકે;
કહે વલ્લભ નામ ઓખડો, સહુથી સવાયું બકે.

---

### છપ્પો ૧૯૧

મગન ધરાવ્યું નામ, ફરે તે સદા ઉદાશી;
ધર્યું ધરમદા નામ, ઘણાને દે ફંદ ફાંસી.
નામ ધરે અંટોળ, હોય બહુ ઉદ્યમવાળો;
ધરે ધોળિદા નામ,, નરો કાજળથી કાળો.
ઘણા દયાળદાસ નામના, કસઇ તણા કરમો કરે;
વ્યાસ વદે હીરા નામના, રોડા તુલ્ય રખડી મરે.

---

### છપ્પો ૧૯૨

કપટી હોય અપાર, ધરાવે નામજ ભોળો;
કુલડી આપી એક, લઈ આવે મેટો ગોળો.
ડુંગર દા ધરે નામ, હોય તરણાને તોલે;
જુઠાસા હોય નામ, સદા તે સાચુ બોલે.
ગરીબદાસ નામજ ધર્યું, ગ્રહસ્થ આપ હોયે ઘણો;
કહે વલ્લભ દેવદતમાં, ગુણ હોયે દઇતો તણો.

---

## છપો ૧૯૩

ગાંડા ભેધરિ નામ, પોતાની પાળે શાંડો;
આપ ઉછેરે બાળ, ત્યાહ્યરે શાંનો ગાંડો;
ડાહ્યા બે ધરી નામ, ઈટ લઈ સહુને ધાયો;
ફરે નગ્ન બેભાન, ત્યાહ્યરે શાંનો ડાહયો.
વ્યાલાભાઈ નામ ધરયું કડવો તે સંસારને;
નામ પ્રમાણે ગુણ ના મળે, ધીક નામ ધરનારને.

---

## છપો ૧૯૪

હોય ધનબાઈ નામ, મરે તે ચરખો કાંતી;
નામજ ગંગાબાઈ, દસે દહાડે નહી નાતી
ધરે લક્ષમી નામ, ભીખ માગીને ખાતી;
નામ હોય કસ્તુર, નરી ગંદી ગંધાતી.
કંકુબાઈ નામજ ધરયું, કાજળથી કાળી ઘણી;
વલ્લભ કે રૂપમાં નહી, ત્યારે નામ સાંનુ મણી.

---

## છપો ૧૯૫.

રૂપાળી બે નામ, હોય અંગે બહુ ખોટો;
ધુળી ધરીયું નામ, ઉપજે દામ કરોડો.
નામ હોય સંતોક. દ્રવ્ય સાચે જીવ ચોળી;
હોય દિવાળી નામ, બળે હૈયામાં હોળી.
નામ હરખાબે પાડીયું, નિત છાતી સિસ કુટતી;
નામ ચંચળ વલ્લભ કહે. દાઢ પ્હોર દાડે ઉઠતી.

---

## છપો ૧૯૬.

નામ હોય સરસતા, પતી તે કરે હજારો;
અમરત પાડયું નામ, મુખમાં બોલ નઠારો.
ન્હાની ધરિયું નામ, કેમ ઘડપણમાં નાની;
મોઘી બે ઘેર ઘેર, ભમે તે મોઘી સાની.
બહુ જન નામ પાડે ભલી, ભુંડી આખા ગામમાં
વ્યાસ વલભ કહે ગુણવિના, આગ મુકો એ નામમાં.

## છપો ૧૯૭.

ચંદાગવરી હોય, અમાંસોક ચંદા જેવિ;
ભુરી પાડયું નામ, કોડ નિકળ્યા હોય તેવિ.
કાસિ નામની નાર, છોરા કાંઈ નવ પાળે;
સોનાબાઇ નામ, ઘેર ધાતુ નવ ભળે.
વલ્લભ કહે નામ વીજળી, રાતરે ભુતડોમાં ભળે;
પરસનના દરસનથકી, ખાવા પીવા નવ મળે.

## વચન ભ્રસ્ટ વિષે.

## છપો ૧૯૮

વચન ભ્રષ્ટ જન જેહ, તેહ પશુઓથી ભુંડો;
કરવો નહી વિસ્વાસ, રહાય રૂડો કે કુડો.
હાડ માંસ કે ચામ્ર, પશુ પક્ષીનું સારૂ;
આવે વીસ્વને કામ, તેહથી મનુશ નઠારૂ.
પાળ્યુ નહી મુખ ભાખીયુ, કર ઠોકયો મીથ્યા ગયો;
કોલ કુતરાનો જાણવો, વ્યાસ વદે વીલો થયો.

### છપો ૧૯૯

કળીયુગમાં વીસ્વાસ, કરોમાં કોઇ જનનો;
કરવો નહી વીસ્વાસ, પેટ પ્રસવેલા તનનો.
કરવો નહી વીસ્વાસ, પ્રેમદા પરણેલીનો;
કરવો નહી વીસ્વાસ, વ્હેવારે વરણેલિનો.
વિશ્વાસ નહી બંધવ તણો, પુનીનો કે પાપને,
કેહે વલ્લભ કરશો નહી, વિશ્વાસ સગા બાપનો.

### છપો ૨૦૦

વિસ્વાસ ઘાતી લોક, વધ્યા છે જગમાં આજ;
વિસ્વાસ ઘાતી સર્વ, હોય રૈયત કે રાજા;
વિસ્વાસઘાતી સર્વ, સ્વારથ સારૂ લાગુશે;
વિસ્વાસઘાતી સર્વ, મુખથી મીઠું ભાગુશે.
વિશ્વાસઘાતી બહુ વિશ્વમાં, વેણ વિશ્વાસે અપશે
કહે વલ્લભ આ યુગમાં, વિશ્વાસે શીર કાપશે.

### છપો ૨૦૧

વિશ્વાસઘાતી જેહ, તેહ જન પુરણ પાપી;
વિખ માનીને કામ, પાડવું નહી કદાપિ.
વિશ્વાસઘાતી જીવ, રોમ રોમ નર્કજ પામે;
લક્ષ ચોરાશી દેહ, ધરે તે ઠામે ઠામે.
વિશ્વાસઘાતી જે જીવડો, મનુષ છતાં અસુર છે;
વિશ્વાસઘાતીને વ્યાસજી, કે'છે પાપી પુર છે.

## છપ્પો ૨૦૨

વણ વિશ્વાસે કામ, કશું જગમાં નવ ચાલે;
વણ વિશ્વાસે કોય, કોઇને કાંય ન આલે.
વણ વિશ્વાસે નાર, પુત્રો પરની નવ લાવે;
વણ વિશ્વાસે એક, એકને ઘેર ન આવે.
વિશ્વાસ વણુ સંસારમાં, કામ ન ચાલે કોઇને;
કરો વિસ્વાસ વલ્લભ કહે, પણ તે માણસ જોઇને.

---

## છપ્પો ૨૦૩

વિસ્વાસે વહેપાર, કરેછે સરવે પ્રાણી;
પશુ પક્ષી કે નાર, લાવિએ વિસ્વાસ આણી.
વિસ્વાસે સુખ પ્રાપ્ત, થાયછે જ્ઞાન ગતીનું;
વિશ્વાસે ઘરબાર, ચાલતુ નાર પતીનું.
મળે વિશ્વાસથી શ્રીહરી, વિશ્વાસે દે પેટીઓ;
કોહે વલ્લભ વિશ્વાસથી, પરણે બેટાબેટીઓ;



## દીનતા રાખવા વિષે.

## છપ્પો ૨૦૪.

દે મુરખ જન ગાળ, આળ તેમાં શું બેસે;
તેનાં મુખની માહ્ય, વદેલુ પાછુ પેસે;
મ્હો તેનું ગંધાય, થાય ના કોને કાંઇ;
સદગુણના સપુત, લાવવુ નહીં મનમાંઇ.
જેનું જે મુખથી વદે તેવું તે દેખાય છે;
વલ્લભ કહેછે ગાળથો કહો કયાં ગુમડું થાયછે.

---

## છપ્પો ૨૦૫.

મતાને રહુ વિશ્વ, કહેછે ગુણનો સારો;
નમતા જનને કોય, કહે નહી કદી નઠારો;
નમતાને નરનાર, નમેછે ખુશી સાથે;
નમતા જનને સુખ, કરયુછે જગના નાથે.
નમતો નથી જે જીવડો લક્ષ ચોરાશી તે ભમ્યો;
વલ્લભ કહેછે વેદમાં, નમ્યો તે હરીને ગમ્યો.

## કંજુસાઈ વિશે.

## છપ્પો ૨૦૬.

વીત વાવરે જેહ, તેહ નર સદાય સુખી;
આપ રળ્યું નવ ખાય, જાણવો તેને દુઃખી;
બાળે પેટ પાપીષ્ટ, ઇસ્ટ તેને નવ આપે;
દામ માટ ગુલામ, બની જીવને સંતાપે.
કહે વલ્લભ પુજી છતાં, કસરવંત કસાઇછે,
વેહેવાર પક્ષે વાવરો, તેવડ ત્રીજો ભાઈ છે.

---

## છપ્પો ૨૦૮

જેનો ગાંઠે ગર્થ, વ્યર્થ તે કંજુસ થાતો;
પળ ન મળે નીરાંત, પેટ ભરી નહી ખાતો.
આપો આપ હીસાબ, કરી કોડી નવ આપે;
વ્યાજ તણા વેપાર, કરી પરને સંતાપે.
જાદે જે ધણીને ગર્થ છે, તેમ છતાં નવ વાવરયું,
કહે વલ્લભ તે શેઠીયે, પુત્રતણું દેવું ભરયું.

## છપ્પા ૨૦૮

ખરચે જે જન જેમ, તેમ તેને હર આપે;
થોડાને થોડુંક, ઘણાને ઘણાજ માપે.
મળે કીડીને કણ, મણ હાથીને મળેછે;
જેથી જેમ વવરાય, તેમ તે આપ રળેછે.
હરીને ઘેર હીસાબથી, કમ જાદે સૌ ઉકછે;
વરો વ્યાસ કહે જાણજો, સોમ દાતાનો કએ હુ.



## ધર્મધારા.

## છપ્પા ૨૦૯

કરતા ધરમનું કામ, કરે અટકાવજ ઝાઝો;
કુળની હુંપદ ચહાય, જાય ત જનનો માઝો.
ઉંચ કામમાં નીચ, વેંણુ કાઢોને રોકે;
છેવટ દુખી થાય, જાય તે જન જમ લોકે.
જે રામ નામના કામથી, ખાળે છે પરીવારને;
વલ્લભ કહેછે શાસ્ત્રથી, પાત્ર થશે જમ મારને.

---

## છપ્પા ૨૧૦

ધમશાળા ધરી નામ, કામ કોને નવ આવી;
કર્મશીળા તે ઠામ, આપને માટ બનાવી.
રાખે વિસઈ સંત, અંત તે લે પંથીનો;
થવા ન દે વીસરામ, કોઈ પણ જીવ જતી નો;
સુધરે સ્વારથ સાધુ તણો, તો ખોછાંના નાખતા;
ધિક ધણીને વલ્લભ કહે, લંપટ જનને રાખતા

### છપો ૨૧૧

પુન્યવાન લુવાર, પુન્યદાને કુમારો;
કડીયા માળી લોક, પુન્યમાં સાહુ સુથારો;
બ્રાહ્મણો ભાવસાર, ખાતરી સોની સુરા;
ખમાર નાગર ભાટ, ઘાંચો પણ પુન્યે પુરા.
કણબી કેડે કોટી રહ્યા, પટેલિયા જગપાળ છે;
કહે વલ્લભ આ સરવમાં, વણિક મુછનો વાળ છે.

---

### છપો ૨૧૨

આપે આપી પુન્ય, નુન્ય કાંઇ નવ રાખી;
પાણી મુક્યું પંડ, મુખ કંઇણ પંગુ ભાંખી.
પસાયતાં કે વ્રક્ષ, ધામ કે ઢોરો દેછે;
જંગમ મિલકત કાંક, દેઇને જીવ ભમે છે.
પછી પસ્તાવો બાહુ કરી, પાછુ લેવા ચ્હાય છે;
પાંપ વલ્લભ કહે તેહને, સતકોટી ઘણું થાયછે.

---

### છપો ૨૧૩.

ઢીલગંઢો દાતાર, પાર પાડે ન કદાપી;
કરે પુન્યમાં વાર, શોકીને વાવે પાપી;
તરછોડી દે દાન, જુઓ તે દાતા કેવો;
શોમ થકો પણ નીચ, જાણવો પલીત જેવો.
દાતા ઢીલો વલ્લભ કહે, દાન કરે બહુ દુ:ખથી;
દાતારથી ભલો શોમ તે, હા ના કહી દે મુખથી.

---

## છપ્પો ૨૧૪.

અવ જસીયા દાતાર, પ્રથમ તે બહુ જસ લેતા;
મ્હો માગ્યા મુખવાસ, નીર માગે દુધ દેતા.
કરે નિત્ય સેવાય, થાય તે હરિજન સાચો;
સહુ દિવશ લઈ જશ, પડે પાછળથી કાચો.
પહેલું કરયું ધુળ મેળવે, મુંડ વાંધા પાડી ઘણાં;
કહે વલ્લભ આ ગુણ છે, અપજસિયા દાત।

---

## છપ્પો ૨૧૫.

બાળ્ય સુંભનું દ્રવ્ય, પરમારથ કામ ન લાગ્યું;
બાળ્ય સુંભનું ધામ, નહી દે કોને માગ્યું;
બાળ્ય સુંભનો હાથ, દાન તેથી નવ આપે;
બાળ્ય સુંભનું શીશ, નમાવે નહી કદાપે;
બાળો ટાંકા સુંભો તણા, જળ નાવ્યું કો કામમાં;
કહે વલ્લભ આગ લાગજો, દુષ્ટ જનોના દામમાં.

---

## છપ્પો ૨૧૬

દશાંક્ષ હરિનો ભાગ, ન ખરચે સુધો રહીને;
શસ્ત્ર ઘણું લઈ જાય, ઇશાન્તર અગની થઈને;
કાંતો મુકે રોગ; વઇદ થઈ વિઠુલ આવે;
ધરી તસ્કરનું રૂપ, સામળો સોટી જાવે;
શાહા થઇ નાણું ચાલશે, ઢોંગે ધુતવા મંડશે.
કહે વલ્લભ છોડશે નહીં, કાં રાજા થઇ દંડશે.

---

## છપ્પો ૨૧૭

કાંતો આપશે પુત, તુત ઝાઝાં તે કરશે;
કયરપી બાપનું ગર્થ, લઈ ગુણકા ઘર ભરશે.
કાંતો કરિ વ્હેપાર, ખોટ ખાઈને ખોશે;
મરસે મોંઘી નાર, દીકરી રાંડી રોશે.
કાં છેડેથી છુટી પડે, કાં વ્યસને લે લાગનું;
કહે વલ્લભ મુકસે નહો, હરી હરીના ભાગનું.

---

## છપ્પો ૨૧૮

જનમી માને પેટ, જરા જગમાં ન જણાયો;
વહિ છુટે અવતાર, મનુશમાં તે ન ગણાયો;
થયો નહિ દાતાર, થયો નહી સુરાતનમાં;
થયો નહી ધરમીષ્ટ, ગણાયો નહિ હરિ જનમાં;
ગણાયો નહી જે હુન્નરી, નહિ વિદ્યાને પંથચડયો;
કહે વલ્લભ તે મસવિને, માને પેટ પથ્થર પડયો.

---

## છપ્પો ૨૧૯

પશુ પક્ષીના દેહ, થયે ગયે ઉપયોગી;
પરવતના પાસાણ, પડે જગ થાયે ભોગી.
જીવે વ્રક્ષદે છાંય, કાંય ફળ જગને આપે;
પડ્યા પછી દે કાષ્ટ, સ્રષ્ટનાં કષ્ટજ કાપે.
મીથ્યા શરીર મનુશતણું, વણ ઉપયોગી સર્વથી;
વ્યાસ વદે વેણ ધર્મને, પુન્યવિના ખપનુ નથી.

---

### છપ્પા ૨૨૦

ઢાંકયો ન રહે ભાણ, અતી વાદળ આભાસે;
ઢાંકયો ન રહે ચંદ્ર, કદિ તારાને પ્રકાશે.
ઢાંકયું ન રહે ભાગ્ય, વસ્ત્ર વિંટાળે સીસે;
ઢાંકયો ન રહે સુર, રાય રાણા રણ વીશે.
ઢાંકયું ન રહે ચિત નારનું વ્યસની નવ છુપે કંઇ
વલ્લભ જુએ પારખું દાતા ઢાંકયો રે નહીં

---

## બ્રાહ્મણ વીશે.

### છપ્પા ૨૨૧

ભિખને માથે ભ્રષ્ઠ, કષ્ટ કોટીધા જેમાં;
આબરૂ તોરો ટેક, રહેના રાખ્યો તેમા.
ફરે દુરબળ વેશ, તાહરે ચપટી નાંખે;
કરને પસાઇ વેઠ, એન દેનારૂ ભાંખે.
ગાંડ ઘુએ નહી શંખણી, તેને બા કહેવી પડે;
કહે વલ્લભ તે ભીખનાં, હાંલ્લાં શું શીકે ચડે.

---

### છપ્પા ૨૨૨

વિપ્ર તણો સુત જેહ, તેહ ભીખ પ્હેલી માગે;
પણ રાજા કે શેઠ, પાય સામો રહી લાગે.
સરવ કહે મ્હારાજ, મહીપતનાથી મ્હોટો;
હોય વળી વીદ્યાન, પછી શો તેને ટોટો.
ધન્ય અવતાર બ્રામણ તણો, એ દેહને સું દુખછે;
કહે વલ્લભ જો વાણીયા, ભીખ તેને શી ભુખછે.

## વૈષ્ણવ વીશે.

### છપ્પો ૨૨૩

ધરી વૈષ્ણવની વેશ, કહે શ્રી કૃષ્ણજ કપટી;
ગઉ સાધુ કે વિપ્ર, તેહને નાપે ચપટી.
માળા ઝાલી હાથ, દેવના દરસન કરતો;
પુન્ય વિના પાપીષ્ઠ, ફાંકડો ફરે ફરતો.
કાંઇ કોઇને દીધું નહીં, તે જન તરછટ તુતિયો;
કહે વલ્લભ તે ભક્તને, માથે જમની જુતિયો.

---

### છપ્પો ૨૨૪

વિપ્રજ વિષ્ણુ રૂપ, વૈષ્ણવે તેહ ન પાળ્યા;
ન સેવ્યા સીધ સંત, પુન્યના પંથ પ્રજાળ્યા.
કંઠી બાંધી કોટ, દાટ દેરામાં મુકે;
ગણે ગુરૂને શ્રેષ્ઠ, બ્રહ્મની નીંદ્યા ભુંકે.
ટીલુ ત્રણ ગજ તાણીને, તીરથ યાત્રા કરતા ફરે.
ગઉ બ્રહ્મણ સેવ્યા વીના, વ્યાસ વદેછે નહિ તરે;

---

### છપ્પો ૨૨૫

સોનાનો જ્યાં પાક, હોય ત્યાં સોનું સોંગુ;
પરદેશ મધ્યે જાય, થાય મ્હા મુલે મોંઘુ;
ઘરમાં દેવસ્થાન, હોય તેથી નાવ હરખે;
આઘાનો મ્હા મોહ, જઇને આઘે નરખે.
ગંગા મુકી દેશની, દુરની ગંગા ન્હાયછે;
પ્હેલુ પરખે નહી મુરખા, પાછળથી પસ્તાયછે.

## છપો ૨૨૬

વીના વિપ્ર કો જાત, બોધ આપે સરવેને;
વેદ ગ્નાન દે આપ, પાપ લાગે સીર તેને.
જેના કુળનો ધરમ, કર્મતો કાંડ બતાવે;
શુદ્ર જાત આચાર્ય, થાયતો નરકે જાવે;
શુદ્રો નમાવે વિપ્રને, પાપે પંડ ભરાયછે;
કહે વલ્લભ વીપ્રો નમે, તે પણ નરકે જાયછે.



## ઢોંગી વીશે.

## છપો ૨૨૭

ગ્નાન વણ ગાણું ગાય, કુદે બહુ ધાંટે ગાજી;
કહે કથા પુરાણ, લોકને કરવા રાજી.
ચંદન ચરચી ભાળ, ચલાવે ચાળા ચટકા;
વદે વિહારી વાણ, કરે લ્હેકાને લટકા.
વાગ્નુ ટીંખળે ટીંખળો કરે, જાદુગર થૈ જાયછે;
કહે વલ્લભ ધીક લોકને, ધુત્તાને વશ થાયછે.

---

## છપો ૨૨૮.

મુરખને દે માન્ય, દ્રવ્ય ઢોંગીને આપે;
ઉંચાને દે ગાળ, નીચને ગુરૂ થાપે;
સુભ ઠેકાણે સોમ, અસુભે નાણું કાઢે;
સાળી પ્હેરે ચીર, બેન આંસુડાં પાડે.
કીમિયો જાદુ કીરતી કરે, તેને સૌ જગ ચ્હાયછે;
કહે વલ્લભ કળીયુગમાં, પાખંડી પુજાયછે.

## છપ્પો ૨૨૯

દુરી જનનો દેશ, ખબર શી શુભ ખોટાની;
સરખી કીંમત થાય; ત્હાય નાના મોટાની.
ભાજી પાન પકવાન, ભાવ સરખે સૌ બોલે;
કાગ હંસ ખર ગાય, ગણે તે એકજ તોલે;
દેવ દૈત જાણે જોડના, શુભ અસુભ એકજ ગણે,
સત્ય સમાગમ કીધા વીના, મુંઢ રહ્યા વલ્લભ ભણે.

---

## હરીભજનમાં ભંગ પાડવા વીશે.

## છપ્પો ૨૩૦

હરી નામમાં ભંગ, પડાવા પાડે તાળી;
મિથ્યા કરે બોબાટ, હસે બહુ ધુળ ઉછાળી.
ઢાળે પરનો પાપ, આપ સતિયો થૈ બેસે;
છેડા સાંધાણ માટ, સોડમાં સૌની પેસે.
કાંકરો ચાળો ચલાવિને ખાયે ઠબકા ઠોકરો;
કેહે વલ્લભ આ ગુણથી, હોય છીનકીનો છોકરો.

---

## છપ્પો ૨૩૧

વામાનું જ્યાં વૃંદ, જઇ ત્યાં કો નર બેસે;
ધારી કુંડાં કરમ, છેક સોડચોમાં પેસે;
ચાતુરીનાં ચેન, ચલાવે ખુબ ચલાખી:
થાય ન કારજ કાંય, પાપ લે ભુડું ભાખી.
વલ્લભ કહે વનીતા કને, દુર ભાષણ ગોખે ઘણાં;
સ્ત્રી સંગ બેસે બાયલા, કાં લક્ષણ લુચ્યા તણાં.

# કુંડળીયા*

## કુંડળીઓ ૧

ટક્કા તેરા નાહિહે, કાંસે લાયા સાથ;
માઇ પેટ પેદા હુઆ તબ થે ખાલી હાથ.
તબથે ખાલી હાથ, નાથને ખરા બનાયા;
કછુ ન દીયા દાન, માનમેં જન્મ ગુમાયા.
કહે કવીજન વ્યાસ, ક્યાસ તું કરલે પક્કા;
સમજ સમજ ગુમાર. નહી હે તેરા ટક્કા.

---

## કુંડળીઓ ૨

પેસા પેસા ક્યા કરે, પેસા હે ગુલામ;
સંગ કછુ નહિ આયગા, પડા રહેગા ઠામ;
પડા રહેગા ઠામ, દામસે દુનિયાં ડુબી;
કેસા લગીયા મોહ, ખુદાકી એહી ખુબી;
કહેત વલ્લભરામ, જાયગા આયા એસા,
ખાપી રહેના ખુસ, પાપસેં મત કર પેસા.

---

## કુંડળીઓ ૩

તેરે શિરપર મ્હોત હે, કલ આજ ઓર અબ;
કર લે કરતા હોય સો, પીછુ કરેગા કબ;
પીછુ કરેગા કબ, તબ સંગ નહિ હોણેકા;
ધામ દામ કે નામ, સબી યાંહી રેણેકા;
કહેત વલ્લભરામ, પરત ફોગટ કે ફેરે;
સમજ સોમ ગુમાર, મ્હોત હે શીરપર તેરે.

---

## કુંડળીઓ. ૪

કાયા કચ્ચા કુંભહે, છોડ ગરવ ગુમાન;
આયા ઐસા જાયગા, નહિ સમજે નાદાન.
નહિ સમજે નાદાન, શાન શુદ્ધિ સબ ભુલા;
બેટેકા ગુલામ, દામકી ખાતર ફુલા;
કહેત વલ્લભરામ, દુર કર મમતા માયા:
જરૂર જાયગા જીવ, મીલે મટીમે કાયા.

---

## કુંડળીઓ. ૫

ચમડી કયું ચુથાવતા, ભરભર કે ભંડાર;
પીછુ ગાલી ખાયગા, જબ લે હીસ્સેદાર;
જબ લે હીસ્સેદાર, યાર તુમ સમજો મેરા;
પડા રહેગા સબ, હોયગા જંગલ ડેરા.
ખા પી ઓર ખીલાવ, સંગ નહિ દેવે દમડી;
કહેત વલ્લભરામ, કયહુ ચુથાવત ચમડી.

---

## કુંડળીઓ. ૬

મેરા મેરા કયા કરે, તેરા નહિ તલભાર;
સભી છોડકે જાયગા, પુત્ર નાર પરીવાર.
પુત્ર નાર પરીવાર, ચાર ઘડીકા સુપના;
ગાંઉ ઓર ઘર બાર, ઉસમે કુછ નહી અપના;
મુફત માયા મોહ, કાળકી જાળે ઘેરા;
કહેત વલ્લભરામ, કાયકું કહેતા મેરા.

---

## કુંડળીઓ.

જુઠી માયા જાનકે, દીલસે કરદે દુ
કંજુસે કરકે ખડો, દર્શાતા નીચ નુર.
દર્શાતા નીચ નુર, ઉર બીચાર ન આતા;
કરતાહે સંચીત વિત વહી કુધર જાતા.
છેતટ જમકે હાથ, જાયગા યાસે ઉઠી;
કહેત વલ્લભરામ, જાન લે માયા જુઠી.

---

## કુંડળીઓ. ૮

અંતર ઉલ્લટ હોત હે, કુછ કરૂ મે દાન;
કલજુગ જીવ ભમાવતા, સો ભુલતહે ભાન.
સો ભુલતહે ભાન, ધ્યાન માયામેં લગતા;
બોધ સુને જબ પ્રેમ, ઘડો પીછે મન ભગતા.
લગજાતી જંજાળ, રૂરૂકા ભુલે મંતર;
કહેત વલ્લભરામ, ફીરે સબ ઉલ્લટ અંતર.

---

## કુંડળીઓ. ૯

મચ્છી ન્હાતી નીરમે, રહે રાત ઔર દીન;
એસા ન્હાતા આદમી, પ્રભુ ધ્યાન પુન્ય બીન.
પ્રભુ ધ્યાન પુન્ય બિન, મીનકી માફક માનો;
ફોગટ ફળ ના હોય, જયઊં જળ જંતુ જાનો;
કહેત વલ્લભરામ, હરામી એ નહિ અચ્છી;
પાપ કહો કબ જાત, નીરમે ન્હતી મચ્છી,

---

## કુંડળીઓ. ૧૦

કથા સુનત સબ કાનસે, ભગત બનતહે આપ;
દાન કછુ દેવે નહી, જબ કયું જાવે પાપ.
જબ કયું જાવે પાપ, જાપ જપ કર કરે ટીકા;
જયું લુણ બીન અનાજ, દાન બીન ભજન ફીકા.
દયા દીનતા દાન, પકડ કર છોડે તથ્થા;
કહેત વલ્લભરામ, જબી ફળ દેવે કથ્થા.

---

## કુંડળીઓ. ૧૧

ગ્નાન ધ્યાન કે દાનમે, હા કેના શો શેલ;
કબુલ કરે સબ મુખસે, કરનેકા મુસ્કેલ.
કરનેકા મુસ્કેલ, ફેલકા ફંદ ઉઠાવે;
લેણા દેણા ઘંટ, જગતમે ભકત કેલાવે.
કરમ ધરમકા ડોળ, દેખાવે જગમાં જુક્તી;
કહેત વલ્લભરામ ઉનકી કાંહે મુક્તી.

---

## કુંડળીઓ. ૧૨

ધક્કા ખાતા કાયકું, ફરતા દેશ વિદેશ;
કાશી જગનનાથજી, પ્રાગવડે પરવેશ.
પ્રાગવડે પરવેશ, લેશ મથરાબી દેખા;
દ્વારકાં બિંદ્રાવન, સ્વેત બીંદુકા પેખા.
કહેત વલ્લભરામ, ધામ તરકુંકા મક્કા;
કછુ ન દીયા દાન, મફતકા ખાયા ધક્કા.

---

## કુંડળીઓ. ૧૩

ખત્તા ખાયા ઢુંડકે, નહિ મિલે જગતાત;
સત્ય સંગ હુઆ બીના, સબ મીથ્યા હે બાત.
સબ મીથ્યા હે બાત, જાત જનમારા જુઠા;
સુંભ સુભ કર દાન, બોલદે મુરખ મુઠા.
કહેત વલ્લભરામ, પ્રભુકા કાંહે પત્તા;
દાન દયા એર દિન, તીન બીન ખાયા ખત્તા.

---

## કુંડળીઓ. ૧૪

સચ્ચા હીરા છોડકે, પથ્થર પ્રોયા ચીત;
જન્મ ગુમાયા ઢુંડતે, હુઆ અધા ભીત.
હુઆ અંધા ભીત, વીત ખાતર ભટકાતા;
કરી હરામા કામ, પાપસેં પેસા લાતા.
કહેત વલ્લભરામ, ભુલાયા આયા બચ્ચા;
અણતો સમજ ગુમાર, હરી હે હીરા સચ્ચા.

---

## કુંડળીઓ. ૧૫

કહેણી પણ રેણી નહી, કહેત મુઢ અજાણ;
પુરવ બાત પીછાનતા, શો નરકે પારાાણ.
પણ સમજો પાસાંણ, ઉરબીન હોઠ ન આવે;
રેચક ઓળી બીન, ઊલટી કીસ્તરે લાવે.
ઓળીરૂપી જ્ઞાન, સમજ કર પકડે રેણી;
કહેત વલ્લભરામ, જબી મુખ કહેવે કેણી.

---

## કુંડળીઓ. ૧૬

બુરા લગતા લંડકુ, બોધ કરૂ જદ બ્હોત;
એસા હરામખોરકું, ક્યહુ ન આયા મ્હોત.
ક્યહુ ન આયા મ્હોત, હોત ગદ્ધા કે ઘોડા;
જબતો તાનત ભાર તોય ભલા હોય થોડા.
બ્હેક બાતમે બુરા, બડા એ પાપી પુરા;
કેહે કવીજન બ્યાસ, લંડકુ લગતા બુરા.

---

## કુંડળીઓ. ૧૭

કોટે કરતા કાયકુ, જર જોડાગુ કે માટ;
સંગ તેરે ન આયગા, ગરથ ઘરેણા ઘાટ.
ગરથ ઘરેણા ઘાટ, ઠાઠસે ઠગાઇ ખાતા;
હરામ ન રહે દામ, ઠામ આયા યુ જાતા.
કહેન વલ્લભરામ, રહ્યા મોહમે લપટાઇ;
ખાસ નરકકા હોય, છોડદે કુડ કપટાઇ;

---

## કુંડળીઓ. ૧૮

ગદ્ધાકુ ગ્નાની મીલા, સુન બે ગદ્ધા ગ્નાંન.
કબુ બ્હોત નહી બોલના; મત હોના મસ્તાન.
મત હોના મસ્તાન ભાન રખકે ચલ સીધા;
ટકણુ પડત દોચાર તોયેતુ આપ ન બીધા.
સુનત વલ્લભરામ, કહે ખર સુધરે બદ્ધા;
તો કયા મેરી જાત, ક્યહું કહેવાવુ ગદ્ધા.

---

## કુંડળીઓ. ૧૯

પક્કા ગુન હે પાનકા, બુઢ્ઢા હોય જુવાન;
ખાવે ખુજર આગરા, સીંધ દેરા મુલતાન.
સીધ દેશ મુલતાન, બંગાલા બેઈમાની;
મારવાડ ઓર ચિન, કાશી કે હીંદુસ્તાની.
ઓહી લગાવત પ્રીત, પડાવે ઓહી નક્કા;
કહેત વલ્લભરામ, પાનકા ગુનહે પકકા,

---

## કુંડળીઓ. ૨૦

સોપારી જગમે બડી, ખાવે સબ નરનાર;
પાંચન કીરતી પેંટમેં, નીકાલે બોખાર;
નીકાલે બોખાર, કોન કહે ઉનકુ બુરી;
કથા ચુના પાન, પટીમે ડારે ચુરી.
જબ મુખ હોવે લાલ, ગાલ ભર ચૈએ સુપારી;
કહેત વલ્લભરામ ચ્હાય સબ જગ નરનારી.

---

## કુંડળીઓ. ૨૧

તીન લોક બ્રહ્માંડમેં, સુપારી સમશેર;
બ્રહ્મા બીષ્ણુ ચ્હાતહે, ઈંદ્ર ચંદ્ર કુબેર.
ઈંદ્ર ચંદ્ર કુબેર, ચાહત સરિતા શિવ શકતી;
શબ સુપારી બીન, હોતહે નીષ્ફળ ભકતી.
હોમ યગ્ન કર યાગ, સુપારી ચૈયે પ્હેલી;
કહેત વલ્લભરામ, દેખત શબ લક્ષ્મી દહેલી.

## કુંડળીઓ. ૨૨

કહત જગતકે લોક, સુપારી કરતી બ્યાધી;
હોતા હે ખઇ રોગ, પીંડમે પટત ઉપાધી.
કરતી કલેજે ઠર, બાત કેતે સોઇ સચી;
ढुंडा એક ઉપાય, સુપારી મત ખા કાચી.
અગ્નિમે સેકલાવ, હોય સબ રોગી નીરોગી;
કહેત વલ્લભરામ, સુપારો લો સબ ભોગી.

---

## કુંડળીઓ. ૨૩

પટી બના દો પાનકી, કથ્થા ચુન લગાય;
ફાલી ડારો એલચી, તંબાકુ મીલાય;
તંબાકુ મીલાય જાયફળ અંદર ડારો.
જાવંત્રી તજ જુજ, સુપારી સાફ સમારો;
ખિલાવ પીછે ખાવ, હોય દોસ્તી સીર સટો.
કહેત વલ્લભ રામ, બનાદો પાનકી પટી.

---

## કુંડળીઓ. ૨૪

બડીહે જગમેં નારીયાં, ઉનસેં સબ સંસાર;
જીનકે ઘર નારી નહી, ઉનકા કયા પતીઆર.
ઉનકા કયા પતીઆર, જાર કરમી સબ જાને;
નારી બિન નર જેહ, તેહપર દીલ ન માને.
ચલે નહી વ્હેવાર, કરમકી ખોડ પડીહે;
કહેત વલ્લભરામ, જગતમેં નાર બડીહે.

---

## કુંડળીઓ. ૨૫

ખુબી ખુદાકી ખુબહે, સરજાયા સંસાર;
સ્રષ્ટી રચી કારને, બનાઈ નાજુગ નાર.
બનાઈ નાજુક નાર, રૂપકા ભરીયા હંડા.
ખાન પાન સબ સુખ. દીયે નર હોવે ઠંડા;
ઈંદ્ર ચંદ્ર બ્રમાય, રહ્યા દારામેં ડુબી.
કહેત કવિજન વ્યારા, ખુબ ખુદાકી ખુબી.

---

## દેશી ભાષાના કુંડળિયા

## કુંડળીઓ. ૨૬

પાઇન પામે કો કદી, કરે કોટી ઉપાય;
લબલો લોભે લપટાઇને લંકાં લેવા જાય.
લંકાં લેવા જાય, ખાય ખત્તા તે ખોટા;
મથેજ મળતું હોય, કોયના વેઠ ટોટા;
કહેજ વલ્લભરામ, ભટકમાં ભુંડા ભાઇ;
પડી પ્રભુની ટાંક, ન પામે કો કદિ પાઇ.

---

## કુંડળીઓ. ૨૭

પ્હેલો થાતું પ્રુન્યમાં, કરમાં જાદે વાર;
સંગ કશુ આવે નહીં, તારૂ નહી તલભાર.
તારૂ નહી તલભાર, સારશું દેખી મરતો;
સુતનો દેવાદાર, રણુ રણીયાતુ ભરતો.
અર્થરાજ ગુમાર, ગણાયો ગધવ ઘેલો;
વલ્લભ કહે ધરમીષ્ટ, હોય તો થાતુ પ્હેલો,

---

## કુંડળીઓ. ૨૮

પાત્ર જોઈ જર દિજીએ, જીમ કામે સોહાય;
કુપાત્રોને કર પડે, તો જીવહીંસા થાય.
તો જીવહીંસા થાય, જેમ ઢીમરને દાધો;
તેણે ગુંથી જાળ, જીવ જીવોનો લીધો.
તેમાં હીસ્સાદાર, દેનારો પુરવજ સાથે;
કહે છે વલ્લભરામ, દાન દયો શુભ જન હાથે.

---

## કુંડળીઓ. ૨૯

પથરો છે પીગળ તણો, ભરમાવાનો ભાર;
કાવ્ય કરો દઇ તાળને, ગ્રહી માપ આધાર.
ગ્રહી માપ આધાર, સાર અનુભવનો ગાવો;
તર્કશક્તીમાં તાર, લક્ષ લાંબુ દોડાવો.
અક્ષર માત્રામેળ, કરોને કોય ન થથરો;
કે'છે વલ્લભરામ, ગણો પીંગળને પથરો.

---

## કુંડળીઓ. ૩૦

કેક કવિ કવિતા કરે, પીંગળને અભ્યાસ;
ગણ વરતે માત્રા ગણે, શબ્દ શરળના પ્રાસ.
શબ્દ શરળના પ્રાસ, મેળવે જોદે જુક્તી;
તેથી શું કલ્યાણ, કહો ક્યાં કવિની મુક્તી.
કરે બહુવારિ કાવ્ય, કવી તે જનને ભણુવો;
કથે જ્ઞાનનું કાવ્ય, કવિશ્વર તેને ગણવો.

---

## કુંડળીઓ. ૩૧

સાબાશી ના દિજીએ, વિદ્યા ભણે ભરપુર;
દાન દેઇ દાતા બને, કરશે દેવલ દુર.
કરશે દેવલ દુર, નુર પઇશાનું રાખે;
બાંધે ગુણિયલ ગ્રંથ, કવિતા કરીને ભાંખે.
પણ ઈદ્રજીત હોય, હોય હરિજન આભાશી;
કહેછે વલ્લભરામ, તેહને દયો શાબાશી.

## કુંડળીઓ. ૩૨

વાણીથી પ્રાણી સહુ, પળવારે પરખાય;
મુખ આકૃતી જોઇને, તોપણ કીમત થાય.
તોપણ કીંમત થાય, રહ્યા ચક્ષુથી વરતો;
હીંડછાથી જણાય, પુરૂષ સારો કે નરતો.
અંતર ઊંડુ ગ્નાન, વિવેકે લેવું જાણી;
કહેછે વલ્લભરામ, ગુણ જોવો જોઈ વાણી.

## કુંડળીઓ. ૩૩

છપ્પા કીધા સૌ મળી, બસેં એકત્રીશ;
તેત્રિશ કુંડળિયા કર્યા, મનહર છંદ ચોવીશ.
મનહર છંદ ચોવીસ, કવિતતો આઠ કર્યાછે;
ઇંદ્રવિજય છે સાત, ત્રણસેં ત્રણ કર્યાં છે.
સંખ્યા સઘળી એજ, સમજવા સરખા રૂપા;
કહેછે વલ્લભરામ, કરયા કુંડળિયા છપ્પા.

## મનહર છંદો*

પરાયુંતો માગી માગી, પહેરવાની રઢ લાગી;
ધીક વરણાગી એવા, પોલા પૈસાદારને;
શોક કરે તોયે પણ, હોંશ ધરે દાગીનાની;
નકામી નાગાઈ કરી, દેખડાવે યારને.
જાણે લોક ધારે મારૂ, એવું તે શોભાવે સારૂ;
પણ અજાણ્યું ન રહે, સઘળા સંસારને.
કહે વ્યાસ દામ વીના. દેવાળીયોદાર થાય;
તોયે નામે લખી ન દે, દામ તે ગુમારને.

---

ચોટલીઓ ચોળી હોળી, ધુપેલમાં રગદોળી;
પુમડાં અત્તરે બોળી, ઠેકારી દે કાનમાં;
ઘેરી રાખે ઘાટ ભેર, કપાવીને વાંકી કેર;
બીનગી ભનાવી કાળી, ટીલાં તાણે તાનમાં.
અંગરખાં અંગેપર, તંગ પ્હેરે તાણી તોસી;
ઓસી આંબળીને કચ્છ, મરી જાય માનમાં.
પાન ચાવી થુંક લાવી, લાલાઇ દેખાડે મ્હોડે;
વ્યાસ કહે બને ઠણે, તારૂણીના તાનમાં.

---

પહેરે પગ પાની લગી, પાટલીને ઠેસી મારી;
ચટક ચટક ચાલે, ગુણને ગુજારવા;
તેલ મરદીને સારૂ, શરીર સફેત કરે;
નીત્ય ધોયા ધાયા થવા, ધોતીયા નીખારવા;
આડી આંખે નારી જોખે, પ્રેમનું ભાશણ ભાખે;
હસ્તે મ્હોઢે માત્યનીમાં. ફરે રોફ મારવા;
વ્યાસ વલ્લભ કહેછે, અનુભવ ચતો કીધો;
આટલાં લક્ષણે લુચ્ચા, સોદા ઢોંગી ધારવા!

---

આંખ ખુબ ખેંચાવવા, ખેંચી બાંધે ચોટલાને;
દોરડા કુચાઓ ઘાલી, અંબોડા રૂડા કરે;
કપાળના કેસ કુંપી, હોઠે મસ્સ મસી ગસી.
સોપારી મેઢામાં નાંખી, ઊચા ગાલેથી ફરે;
કાલુ બોલે શીશ ખોલે, હાથે પટીઆંને ઓળે;
સળુનો છેડો ઉપાડી, સાચવી શીશ ધરે.
નેન થેડે નાક મેડે, દંત વતી હોઠ કેડે;
ઝીણું ઝાંખે આંખે વ્યાસ, કહે ઠસામાં મરે.

નીચું ન્યાળી પુઠ ભારી, પાટલાને ઠેસે મારી
પાછળથી ઉચુ ન્હેરી, થોડી ચાલે ચાલતી;
હસ્તે મ્હોડે રસ્તે પળે, તાળી દૈ સખીને મળે;
પુરૂષોથી સંકોરાઇ, મગરૂબીમાં મ્હાલતી.
કુઆ કાંઠે વાતો કાઢે, છેડો કાઢી વા ઉડાડે;
અંબોડો છોડી દેખાડે, લ્હેકો કરે તાલથી.
અંગ તંગ અર્ધ કુચ, કચુંકી વલ્લભ વદે;
આટલાં લક્ષણે લુચી, ઘણાં ઘર ઘાલતી.

ભામની ભણાવવાથા ભય ભારે થાસે ભાઇ;
વીદ્યાવંત વનીતાનો, મોહ કીયો નીઠીયો.
લખી વાંચીને પ્રવીણ, બને ગોરી ગુણ હીણ;
પ્રેમ રસ રંગતણી, વદે વાણી મીઠીયો.
પરસગ મુખ વાત, કરવી ન પડે કદી;
છાની છાની છુપાવી લખી આપે ચીઠીયો.
પોડ કડપંચ પાકો, પ્રેમદાની પાસ આવે;
ભણી કુર કત શીખી, એવી પણ દીઠીયો.

પણ ભણી ભામનીને, ભય જગ તણો ઘણો;
પત્રે વાત થાય નાહીં, મ્હોડે મળવું પડે.
તેવુ મળતામાં બહુ, મુશકલ માનુનીને;
તેમ કરતાં મળે તો, કોની નજરે ચડે.
તેથી વાત માત તાત, ભ્રાતના જાણ્યામાં જાય;
થાય વડુ વ્હેર ખુણે, ઘાલીને છાની છડે.
એટલે એ ભુંડે ભુંડી; બીકમાં તે જાય બુડી;
ભણેલીની વાત ઊંડી, વ્યાસ કહે ના જડે.

ભણાવજો ભાવથકી, ગુણ ગોરી તણા જોઇ;
કોઇ ડર ખાશો નહીં, સુદ્ધ બુદ્ધિ આપતાં.
બાળ વયવાળી નારી, નીકળે નઠારી સારી;
તે મર્મ જણાય નહીં, એથી મરો માપતાં.
માટે છોડી મોટી થતા, દઇને ભણાવો ભાંઇ;
શાસ્ત્ર નીતી સમજાવી, કરો કુડ કાપતાં.
તેથી લાભ થાય ઝાઝો, મ્હોટપણે પડે માઝો;
વ્યાસ કહે કનિષ્ઠોને, વિદ્વાનો ન થાપતા.

નાની ઉમરની નારી, હોય ગુણવાન સારી;
પણ તેની સંગ યારી, કદી નવ કીજીએ;
ચાહય તો ભગની ભાવે, ચાહય શેજને સભાવે;
હશી રમીને બોલાવે, તોપણ ન રીજીએ.
ચાહ્ય તો ખુશીનું ખાણું ચાહ્ય તો પૈ પૈશો નાણું,
માગે આવ્યું હોય ટાંણું તોહયે પણ નવ દીજીએ.
વ્યાસ કહે હેતથકી, રમાડીએ મુખ બકી;
લોક વ્હેમ ધારે નકી, માટે મન બીજીએ.

અસનાઈ બાળકની, કરવામાં લાભ નહીં;
ઠેસ ઠપકો તો માથે, આવે કોઇ કાળમાં.
નીચને વતાવવાથી, ઘટે ઘણો ટેક તોરો;
સેજે નીચુ જોવુ પડે, નબળાની ગાળમાં;
છટકેલી સુંદરીને, હસવાથી હાની થાય;
મનના વગર કુડે, આવી જઇએ આળમાં.
દહે વ્યાસ ચોર સંગ, ચોરતો ગણાવવાનો;
વણ ચોરે લાંછનતો, લાગશે કપાળમાં.

---

મન મઘરૂબીવાન, કોટ બુટ પાટલુન;
મ્હેરી લ્હેરી લાલ બની, સોટી રૂડી રાખતા.
ઇંગરેજી ભણી ગણી, ઐયુબ્યારી બ્યાડમેન;
એટપેટ ગેટપેટ, છટ છટ ભાંખતા;
બોન નોકરીએ મ્હોટો, ગવરનર બની ફરે;
જગ જીવ દુભે તેતો, શાણા જન સાંખતા.
પણ વલ્લભ કહેછે, જેહ છાકે છેક છક્યા;
હરીથી ન ડરયા તેને, કાળ કુટી નાખતા.

---

જગ તણા પ્રાણી તણી, મતી ગતી અતી ઘણી;
કપાળે કપાળે સઉની, બુદ્ધિ તણો ફેર છે;
પણ સત્ય થાપવાને, અસત્યને કાપવાને;
કમર કશી લે કેડો, તેથી જગ જેર છે.
સવારથો વાંકુ વદે, ખરો નર ન લે રદે;
બદ ન અસુરને તો, તે મેર સમેર છે.
આપ વેઠી દુખ સુખ, કરે સહુ સજનોને;
વલ્લભ વદે તે સત્ય, વાદી સમશેર છે.

---

કરતા જનનુ નામ, ભાવ ભર્યા સોધી લેજો,
વીચારીને વાંચી જોસું, ઇઆદીતો આવસે;
વ્યાપક છંદમાં સાર, પરખીને લેજો યારો.
સરખા અક્ષર આજ, રસાનાએ ફાવસે.
વળે છીબ શબ્દ સારા, શોભાવંત એ ઠવાણા.
લક્ષણવંતા તમામ, તરકથી સોધાવશે;
ભણુંસા ન ભુલે જાતે, મનમાં વોચારી વાતે.
રાજીથી નામો કરતાના, છે તેતો બતાવશે.

---

કાવ્ય કવી કોઇ કોઇ, મનમાં વીચારી જોઈ;
રાત દીન ખોઇ ખોઈ, રચે કૃત આપનાં.
ગધ્ય તથા પધ્ય કરે, સુમારથી તાળ ધરે;
સુભ શબ્દે રસ ભરે, માત્રામેળ માપના;
પદ ગરબી પ્રબંધ, લાવણી ગજલ છંદ;
છપ્પા ધરીને આનંદ, બાંધે આપ છાપનાં;
વ્યાસ કહે ભેળવીને, આપ કૃત ઠેરવીને;
કવી નામ ફેરવીને, ગાય તે બે બાપનાં.

---

મેર મુઆ વીછુડા તં, વેર વાળ્યું કેદાડાનું;
વાણુ વાંકે મને દાખી, ડંખ સીદ મારીયા;
ચડયા ચડી ચોટ દાડ, મુકી લેટપોટ કર્યો;
હર્યો જાણે જીવ એવો, શો ઇરાદા ધારીઓ.
જાદુવાળા કરી ચાળા, રોળી રાખ ફુક મારી;
વસ્ત્ર આંબળીને મ્હોડે, બર્ફી ઉતારીઓ.
તોહયે ન ઉતર્યો પાપી, જાણે પગ નાંખ્યો કાપી;
કહે વ્યાસ આખી રાત, બાપને પોકારીઓ,

---

ઈસકની વારતામાં, ઈસકી અત્યંત રીજે;
ઠગાઈની વારતામાં, ઠગ ખુસી થાયછે;
તસ્કરોની વારતામાં, તસ્કર આનંદ પામે,
સ્હેજાદાની વારતામાં, સાજાદા હરખાયછે.
ભજનમાં ભક્ત રીજે, જ્ઞાની જન જ્ઞાને રીજે;
વીભીચારી પ્રાણી વાણી, વીહારની ચ્હાયછે.
સત્ય દેખી ખુસી સતી, પણ જેનો જેવી મતી;
થશે તેની તેવી ગતી, વ્યાસ વાણી ગાયછે.

---

કરમ ચંડાળકાં હુ ક્રૂર કૃત બાત કથી;
ગુનહીણ ગપ ઠોકી, પરને દહતું હે;
તોણી જ્ઞાની ગંભીરતા, દીલ દ્વેશ ધારે નાહી;
જેસા દેહ તે શો સાંતી, વાન તો સહ તું હે;
સ્વાનકી માફક દુષ્ટ, ભાન ભુલ કરભસે;
કછુ કાજ હોવે નાહી, ખકતા રહતું હે;
પાપ પોટલેકા આપ, સીર બોજ બ્હોત ધરે;
નીદયાસે ન ડરો ભાઈ, વલ્લભ કહતુ હે.

---

કરી ઠાલી ઠાંસ ફાંસ, મારે કોઇ ધરમમાં;
મરમમાં બોલે બહુ, બીજાનું બગાડવા;
આળ મુકે ભુંડુ ભુકે; ચતુરાઇ નવ ચુકે;
વ્હેરી થઈ ધારે ગોદો, વીતનો વગાડવા.
જુઠુ બોલી આપ ડોલી, ડોલાવે સરવ કોને;
ભુંડુ ભેરવે ભલાના, મનને ભમાડવા.
વ્યાસ કહે રહે એવા, પાપી દુનીઆમાં ઘણા;
પણ તેવા જનના મ્હો આગથી લગાડવા.

---

હરી કથા જ્ઞાન બોધ, સાંભળવા શુભ જાતી;
ભરાઇને ભેગા થશે, ભુખ્યા હરી નામના;
તેમાં દુષ્ટ વચ્ચે પડે, લુચ્ચાઈ કરીને લડે;
અનેકને એક નડે, નવરા ન કામના.
ધરમનો પંથ રોકે; બેઠા ડાલી ગપ ઠોકે;
કઇંક ઉભા રહે જાણે, અમે રાજા ગામના;
વ્યાસ કહે નરકી જીવ, કળીયુગે છાકયા છેક;
ખરૂ કહે ખાર લાવે, આખલા હરામના.

પુન્ય કે પરોપકાર, પરમારથ થતું હોય;
તેમાં પ્હેલો પ્હેલ કાડે, જાણવો દાતાર છે.
લડાઇની ચડાઇમાં, વાજીત્રોના સુર સુણી;
સઉથી પડે સુંસરો તે, સુરાનો સરદાર છે.
વસ્ત્ર શાણગાર વિણ, ઉપરથી ડાલો ડસ્સો;
મારે તેથી જાણવી તે, છટકેલી નાર છે.
વ્યાસ કહે વિશ્વાસ, આપીને વાયદા વાહે;
ધરમમાં વાર કરે, જાણવો નાદાર છે.

ભક્તપણું જગતમાં, મનાવા મંદીર પળે;
કોડી નવ નાખે રાખે, દેખાડવા વાટવા.
ટીલાં કરી માળા ધરી, ગોપીચંદનને ચોળી;
જાણે જ્યાંથી ત્યાંથી દામ, લાવી ઘેર દાટવા;
ગુરૂ સાધુ વિપ્રો તણી, સેવામાં સુંસરો દોડે;
મનથી ધારે મોદીકા, મળે મને પાટવા;
એવા ઠગ બગ ધ્યાની, પાઈતો ખરચે શાની;
વ્યાસ કહે દોડે રોટે, દડીઆ તે ચાટવા.

કઇક અતી છોશ રાખી, દાસ કાડે ડગે ડગે;
ડોળ કરે ધરમનો, ભક્ત નામ પાડવા;
કેક કાહયું ડાહયું બોલે, જયાંને ત્યાં ડાપણ ડોલે;
પરાઈ પંચાતો કરે, સાબાશી બાહુ કાટવા.
ઘણા અંગ દાગીનાઓ, રાત દીન પ્હેરી ફરે;
હોય તેના મનમાંતો અસ્તાઇ દેખાડવા;
વ્યાસ કહે સીખા ટીકા, પટીકાની છટા રાખે;
રોફ મારે તે રાંડોને, મોહજ લગાડવા.

ઠાલે હાથે ગંગા સ્નાન, ઠાલે હાથે ધરી ધ્યાન;
ઠાલે હાથે દેવ દર, શણ ત્યાર થાયછે;
ઠાલે હાથે ગુરૂ તથા, ઠાલે હાથે હરી કથા;
ઠાલે હાથે જોશી મુખ, મ્હોરતને ચ્હાયછે.
ઠાલે હાથે જ્ઞાનબોધ, ઠાલે હાથે વીધા સોધ.
ઠાલે હાથે આશીરવાદ, માગી ગુણ ગાયછે.
પણ શાસ્ત્રના કહ્યાથી, કહેછે વલ્લભરામ;
ઠાલે ફળ ઠાલુ મીથ્યા, મ્હેનત તે જાયછે.

ચારૂં બેદ શાસ્ત્ર ખટ, અ ાર પુરાન કોઇ;
પડતહે ભાવ રખી, ખુબ ખરી ગમશે;
પાંડવકા ઇતીહાસ, રામાયન રામ કેરો;
ગાવે સમજાવે બ્હોત, તાલ સુર સમસે;
કોહુ વદે સંસક્રત, કોહુ બદે પરાક્રત;
કાહુ કોહું બદતહે, ફારસીજ દમસે;
દખાવત ડોળ ઓર, ધરમ ચલાવે આપ;
કહે બ્યાસ બીબાદ ન, દેખ્યો મન ભમશે.

## મોટક કવિત.

### કવીત ૧

ઢોર લાત મારશે, છટકેલી નારસે;
માંચી પારસે, મોત કછુ કાળ ના જોડીએજી;
ટેક તોરા તનસે, વ્હેરી વ્હેરી જનસે;
દાતા દુશમનસે, પ્રાન ગયા લગી ન છોડીએજી.
જારકરમ માતકા, છીદ્ર હોય તાતકા.
કુડ કૃત જાતકા, પરમુખ બારતા ન ફોડીએજી;
કહેત વલ્લભરામ, અસલકો ઠામ ધામ;
બીન કામ કછુ કામ, ચલે વાં તલીક નવ દોડીએજી

---

છોટાસા બાલકુ, ગરીબ કંગાલકુ;
નીરધનો લાલકુ આપ પેટ માટ ન રડાવીએજી;
બેટા હોય તનકા ગુલામ ભોવનકા;
સ્નેહી શત્રુ જનકા એ તીનકુ મુખ ના ચટાવીએજી.
પ્રણતકી નારીયાં, નાર વભિચારીયા;
પેટકી કુઆરીયાં, એતનેકુ લડ ન લડાવીએજી;
સાધુકે ધરમમેં, બ્રમ કે કરમમેં;
શામાકી સરમમે. કહે બ્યાસ ભંગ ન પઢાવીએજી.

---

બકરા બકતહે, કુરંગ ભ તહે;
ગર્યંત લટતહે, પડવહે રગમાંગી ભંગ બુરા;
એસાઇ હરામખોર બનાત હે કોઇ ચોર,
જુગત કહત ઢોર, તોહુંપે નાહી સમજે બાજી પુરા;
ખાવે ગાળી પરકી, ઇજત જાવે ઘરકી;
નાસ હોવે જરકી, તોબી નહીં કર કરમમે અધુરા
કહેત વલ્લભરામ, કેસલમેં દેવ ડામ;
બાપુકા બોગતનામ. નીરપથાપર બહોત હોવહે બુરા.

---

પેટકા કપુત સુત, ભોગ ભોગી અણધુત;
ભામની ભમેલ ભુલ, રાજદુતકેરા બીસબાસ નાવકીજીયે
મીઠા બોલનારસે, જુઠા દોસદારસે;
ખડગુંકી ધારસે, રાજકા કુંઆરસે, કબુએ ન રીજીયે.
જાનવરો રાનકા, હટખાયા સ્વાનકા;
મરદબેઈમાનકા, જાનકા જોખમ પાસ, પાઉતોનદીજીએ
કહેત વલ્લભરામ, દુર કર એહી ઠામ
જાયગો જરૂર નામ, પીછુ કામબીગડેપ્રથમદેખલીજીએ.

---

પુન્ય કર દાન કર, પ્રભુજીકો ધ્યાન ધર;
સુમતમે મત મર, જાયગા જોખનાજર, પીછેસે પસ્તાયગા
મેરા તેરા કરકે, પરાયા જર હરકે;
ભંડાર ધરભરકે, સબયાહિ ધરકે, તુ ઠાલાઠોઠ જાયગા.
ચેત લે મુરખ જન, ભ્રાત માત તાત તન;
સબ સુખહે સપન, ધરધનકીમાયામે ખત્તાખુબખાયગા.
કહેત વલ્લભરામ, હરીકો સમર નામ;
તજદે કુથલીકામ, જમપુર ઠામજાકે પાપી તું પીટાયગા

---

## છંદા કવીત ૧

ઘણું જોર આવે, કયરપીને કોડી કાટનાં;
ઘણું જોર આવે; ભુંડાઓને ગાળ ભાંટતા;
ઘણું જોર આવે, જ્ઞાની જ્ઞાનને દેખાદતાં;
ઘણુ જોર આવે, ભગતોને તાળી પાડતાં.

## છંદા કવીત ૨

ઘણુ જોર આવે સુથારોને કાષ્ટ છોલતાં,
ઘણુ જોર આવે ન્યાયાધીશો ન્યાય તોળતા;
ઘણુ જોર આવે, વ્યાસ ભકત પ્રભુ બોલતાં,
ઘણું જોર આવે વીદ્વાનોને વીદ્યા ખોલતાં.

— —— —

## છંદા કવિત ૩

ઘણુ જોર આવે, બાળ નીશાળથી છુટતાં,
ઘણુ જોર આવે, ભંગીઓને ભાંગ ઘુટતા;
ઘણુ જોર આવે, તસ્કરોને માલ લુટતાં;
ઘણુ જોર આવે, સર્વે કામનીને કુટતાં.

## ઇંદ્રવિજય છંદ.

રામ સુધામ કે ઠામ ગયે જબ,
આપકો નગ્ર સબી સંગ લીયો;
સ્વાન પડો બડો પાપીષ્ટ પુરૂષ,
બારતા સુનનેકુ દેહ દીયો.
રામ પુછે તોરે સીરપે કથીર,
સ્હસ્ત્ર મીલી બ્હોત રૂધીર પીયો;
વલ્લભકો નાથ કહેત સાક્ષાત,
કોનસી બાત તેં કયા પાપ કીયો.

સ્વાન કહેત સુનો તુમ રામજી,
સુદ્ર હોકે મેને પંથ ચલાયો;
બોધ હરીકા નામકો કંકર,
જગતમે ભક્ત મ્હેં આપ કેલાયો;
સુનને વાલે કબીર હુએ ઓર,
કેહેણેસેં મુજકુ સ્વાન બનાયો;
વલ્લભકા નાથ બ્હોત કૃપાકર,
આપકે સરન મુને બોલાયો.

---

હરકવાવાળુ સ્વાન વસ્તી માહી,
પછ્યુંને બે જણે જોયું કદાપી,
તેમાંથી એક જણે બુમ પાડીને,
સરવ જીવોમે સુચના આપી;
તેથી બીજે મારી વારી રાખી કહ્યું,
કે સ્વાનનું શીશ નાખશો કાપી;
વ્યાસ કહે એમ બેઉ વઢયા તેમાં,
કહો ભાઇ કોને જાણવો પાપી;

---

વીશ્વમાં વધ્યાછે વ્યાસ તણો વંસ,
કહે કથા ઘણા કોકીલા સ્વરે;
લખ્યું વાંચે ગુણ સાંચે નહી વળી;
અરથતણા અતી અનરથ કરે;
જોડણી જોડે તોડે તાળને રાગ,
પીંગળ પોથીમાં ધ્યાન ન ધરે;
પેટ માટે પરપંચ કરે બહુ,
વલ્લભ કે કે વળી ફાંકડા ફરે.

---

કો ગુણી બ્યાસનું જ્ઞાન કોઈ,
આપ ગુંગુ કેવરાવવા ચ્હાયે;
કો કાજુ કરેલું કત લાવીને,
પોતાનુ નામ ઘાલીનેજ ગાયે,
તે મન ફાવે તો ફેરવીને જરા,
કત કરયુ મેં બતાવવા જાયે;
ધીકારછે તેવા બ્યાસ કવીજન,
વલ્લભ કે છાનું રેન જરાયે;

તાત તણા મુજ ભ્રાત તણા બહુ,
શીષ્યકુળ સુત છે જગ વીશે;
જાત તણા ઘણા મણા રહી નહી,
ભણ્યા ન ગણ્યા થવું બ્યાસ શીશે;
રીતા જાણી નહી નીતી ઓળખી નહી,
જ્ઞાન વીના કરે ડોળ અતીશે;
વલ્લભ વદેછે નાગ લજાવણ,
એક બેહાલ જરા ઠીક દીશે.

કેક કુમતી ભરેલાછે શોષ્યતે,
લીલે લીલુ ભણકામાંજ ભાળે.
દોરા ચીઠી જગ જાદુથી ધુતવા,
કરે કાળી બોનગાચો કપાળે;
મપંચ પાપથી પ્રેનદા છેતરે;
કુકતથી ઠાગ સરવનો ટાળે;
બ્યાસ કે વીસ્વ ન માનો વીના ગુણ,
એક અનેક તણા બીજ બાળે.

